

જનુની જનકનું જોડલું, માબાપ હિતની ખાણ છે;
મુજ જન્મદાતા દેવ એ, મમ પ્રાણના પણ પ્રાણ છે.
હું કયમ કરી સુખીયો રહું, તેનું રટણ અંતર ધરી;
સુખ અર્પવા મુજને, નહિ આરામની ઈચ્છા કરી.
મા ઉજમ! તેં તો અખુટ ઉજમ, મમ જીવનમાં છે ભર્યો;
હે તાત! તારી બહુ કૃપાએ લખવા સમૃદ્ધ કર્યો.
ઉપકાર વાળ્યા નવ વળે, માબાપના ગુણ અમિત છે;
એ પિતૃ ઋણના બદલ, सेवाकुंज અર્પણ સ્વરૂપ છે.

અમૃતલાલ.

આ પુસ્તક મ્હારા મિત્ર અમૃતલાલ લક્ષ્મીચંદ ખોખાણીની ઇચ્છાથી તેના પૂજ્ય વડીલ માતપિતાના પૂન્ય સ્મરણમાં યોગ્ય સ્થળે તેમજ જાહેર પુસ્તકાલયને ભેટ આપવાનુ છે.

પુસ્તક મળવાનું ઠેકાણું:—

અમૃતલાલ લક્ષ્મીચંદ ખોખાણી,

મારવાડી બજાર–મુંબઇ.

અથવા

અમૃત ભૂવન–ઘાટકુપર.

(જી આઇ. પી. રેલ્વે.)

રાજકોટ,
તા. ૨૦–૧–૨૯.

મોતીલાલ જે. મહેતા.

# પ્રસ્તાવના.

જે માણસને એમ લાગે છે કે સેવા ધર્મ જ ઉત્તમ ધર્મ છે તેને માટે ભગવાનની સેવા કરતાં ઉત્તમ સેવા મળે તેમ નથી.

કેટલાક માણસ એમ માને છે કે ભગવાન સર્વત્ર છે તેથી માણસમાં પણ છે અને માણસની સેવા કરવાથી ભગવાનની સેવા થાય છે. આ સમજણ સાચી છે પણ તે ભાવ સર્વત્ર અને સર્વદા ન રહે તો ભૂલ થવાનો સંભવ છે; એટલે કે જ્યાં ભગવાન છે ત્યાં ભૂલથી કોઇ વખતે પત્થર દેખાશે, કોઇ વખતે ઝાડ દેખાશે, કોઇ વખતે પશુ દેખાશે, કોઇ વખતે સ્ત્રી દેખાશે. જે વખતે જે જગ્યાએ માણસ, માણસ રૂપે દેખાય તે વખતે તે જગ્યાએ તેની જે સેવા થાય તે માણસની સેવાજ કહેવાય, તે ભગવાનની સેવા કહેવાય નહિ. સેવા કરતી વખતે જ્યારે માણસ ભગવાન રૂપે દેખાય ત્યારે તેની જે સેવા થાય તે ભગવાનની સેવા છે એમ માની શકાય; અને માણસને ભગવાન રૂપે જોવા માટે જોનારમાં

ભગવદ્ ભાવ હોવો જોઇએ એટલે કે જોનારની દ્રષ્ટિમાં ભગવાન પ્રવેશ કરી જુએ ત્યારેજ જગત ભગવાનમય દેખાય. તેવો ભાવ અંદર ઉત્પન્ન થવા માટે અને તે સર્વત્ર સદા રહે તે માટે શ્રદ્ધાપૂર્વક ભગવાન ઉપર અનન્ય પ્રેમ થવો જોઇએ, તે માટે સ્વભાવ તદ્દન ફરવો જોઇએ, માણસ નવો બનવો જોઇએ અને તેણે નવા જન્મની ગર્ભપીડા સહન કરવી જોઇએ; ત્યારેજ ભગવાન જીવ ઉપર અનુગ્રહ કરે છે અને તેને પોતાનો કરે છે; ત્યારેજ જીવ ઇશ્વર એક થાય છે, સેવા ફળીભૂત થાય છે.

આવો નિર્મળ બ્રહ્મ સંબંધ હૃદયની સેવાથી થાય છે. તે સેવા સિદ્ધ થાય ત્યારે ભગવાન અલૌકિક ભાવનું દાન કરે છે. તેમાં કાળનો નિયમ નથી. જે ક્ષણે ભગવાનનો અનુગ્રહ થાય છે તેજ વખતે અલૌકિક ભાવ ઉત્પન્ન થાય છે, બીજાના શરીર પોતાના લાગે છે, બીજા શરીરથી થતું કામ પણ પોતે કરતો હોય તેમ લાગે છે, પોતાના શરીરથી થતા બધા કામ પણ સેવારૂપ થાય છે.

શુદ્ધ સેવા પોતાનો અહંકાર મૂકવામાં રહેલી છે. તેમાંજ ખરી દ્રઢતાની જરૂર છે. અહંકાર એજ

મ્હોટો પશુ છે, તે પશુને મારવા માટે વૈદિક કાળમાં યજ્ઞો થતા હતા. અહંકાર મૂકવો એજ અઘરામાં અઘરૂં કામ છે કારણકે અહંકારના મૂળ ઘણા ઉંડા હોય છે પણ તે યજ્ઞ થઇ શકે તો ભગવાન જીવમાં પ્રવેશ કરે છે અને તે વખતે જાણેકે ભગવાન જીવની સેવા કરતા હોય, જીવને પોતાના અલૌકિક ગુણ આપતા હોય તેમ લાગે છે.

આવી અલૌકિક સેવા આ પુસ્તકમાં સમજાવેલી હોવાથી આ પુસ્તકનું નામ 'સેવાકુંજ' રાખેલું છે.

વૃંદાવનમાં એક સ્થાન એવું છે કે જ્યાં ભગવાને ભકતની સેવા કરી હતી. તે સ્થાનને પણ 'સેવાકુંજ' કહે છે. તે સ્થળ વિષે એમ મનાય છે કે ત્યાં કોઇ માણસ આખી રાત રહી શકતું નથી અને રહે તો એવો અનુભવ મળે છે કે તેની વાણી બંધ થઇ જાય છે.

આ પુસ્તક ૨૫૦ વર્ષ પહેલાં મૂળ ઇટાલીયન ભાષામાં મહાત્મા મોલીનસનું લખેલ છે. યુરોપમાં શાંત પ્રાર્થનાનું અને નિવૃતિવાદનું આ કરતાં વધારે સારૂં પુસ્તક બીજું ભાગ્યેજ હશે. કેટલાક મહાત્માઓ કહે છે કે આ અમૂલ્ય રત્ન છે.

મોલીનસને ઘણા શિષ્યો હતા કારણકે યુરોપના પ્રવૃત્તિવાદથી ઘણા કંટાળ્યા હતા. તેના ઉપદેશથી ઘણાઓએ માળા, પૂજા, વગેરે છોડયાં હતાં અને માનસિક પ્રાર્થના શરૂ કરી હતી. ઘણી ભાષામાં આ પુસ્તકના અનુવાદ થયા છે અને છ વર્ષમાં તેની ૨૦ આવૃત્તિ નીકળી હતી. તેની વધતી જતી કીર્તિથી ઘણા બહિર્મુખ સાધનવાળા માણસો તેની સામે થયા હતા. તેના મત સામે પુસ્તકો લખાયાં હતાં અને કોનો મત સાચો તે ઉપર ધાર્મિક કમીશન નીમાયું હતું. કમીશને મોલીનસનો મત માન્ય કર્યો અને મોલીનસની કીર્તિ અતિશય વધી. પણ હારેલા માણસોએ પોપની મદદ લઇ અપીલ કરી રાજ-દરબારમાં પોતાની લાગવગ લગાડી મોલીનસને કેદમાં નંખાવ્યા. તેને પકડયા ત્યારે તેના ઘરમાંથી ૨૦,૦૦૦થી વધારે કાગળ મળ્યા હતા; એટલી અસર તેણે લોકો ઉપર કરી હતી. આખરે તેણે જેલમાંજ દેહ છોડયો. પ્રવૃત્તિવાળું યૂરોપ નિવૃત્તિવાદ સહન કરી શકયું નહિ. જે પુસ્તકોમાં નિવૃત્તિવાદનો ઉપદેશ હતો તે પણ બાળી નાખવામાં આવ્યાં હતાં. તેમાંથી માત્ર આ પુસ્તકજ બચવા પામ્યું છે.

મોલીનસ કહેતા "મારે જુદું સુખ જોઇતું નથી પણ જે ઉત્તમમાં ઉત્તમ હોય તેજ જોઇએ છે. તેને માટે હું બધું દુઃખ ખમવા તૈયાર છું. ભગવાનને જે આપવું હોય તેમાંજ સંતોષ માનું છું. જો અંદરની દશા દ્રઢ હોય તો બહારનાં કામો ભગવદ્ભાવ છોડ્યા વગર પણ બની શકે છે. અંદરની વૃત્તિઓ ખાલી થવી જોઇએ અને ભગવાન માટેના વિચાર પણ જવા જોઇએ. ભગવાનનો વિચાર તે ભગવાન નથી. તે માણસ પોતામાં પોતાનો અહંકાર ભરે છે, ભગવાનને જગ્યા આપતો નથી. સિદ્ધિઓ જ્ઞાન વગરના માણસમાં પણ આવે છે. સિદ્ધિઓને જગ્યા આપવાથી ભગવદ્ ભાવને જગ્યા મળતી નથી. ખરા જ્ઞાનમાં તેજ હોય છે. જેમ શરીરને તાજું કરવા નિદ્રાની જરૂર છે તેમ આત્માને તાજો કરવા નિવૃત્તિની એટલે નિર્વિકલ્પતાની જરૂર છે. ભક્તને દીન થવું સહેલું છે પણ ધ્યાનીને નિર્વિકલ્પ થવું મુશ્કેલ છે. નિર્વિકલ્પ ભાવ દીનતાથી સ્હેજ મળે છે. અંદર શાંતિ ન હોય તો ભગવાનનું કહેવું સંભળાય નહિ."

"ભક્તને કોઇ બનાવથી હર્ષ કે શોક થતો નથી, દુઃખમાં અશાંતિ થતી નથી; તે ભક્તિથી ફૂલાતો નથી, પણ પવિત્ર હૃદયથી, પ્રભુની બીકથી, શાંતિથી,

સરળતાથી જીવન ગાળે છે. તે દશામાં પ્રેમી જોડાની પ્રેમ નિદ્રાનો અનુભવ રહે છે. ત્યાં ક્રિયા નથી, થાક નથી, ત્યાં ભક્ત ઉત્તમમાં ઉત્તમ સુખમાં ડુબેલો રહે છે. આ દશાનું એક ચિહ્ન એવું છે કે ભક્તથી ધ્યાન થઇ શકતું નથી, તેને એકાંત ગમે છે, તેની વાચા બંધ થાય છે, પુસ્તક વાંચવાનો કંટાળો આવે છે, નિર્વિકલ્પ સ્થિતિ ચાલુ રહે છે, અહંકાર ઉપર તિરસ્કાર આવે છે અને ભગવાન ઉપર પ્રેમ જામે છે."

પ્રાર્થના, શરણુભાવ, પ્રભુ સાથે વારંવાર મેળાપ અને તિતિક્ષા એટલે વિરહ દુઃખ સહન કરવું એ ચાર સાધન ઉપર આ મહાત્મા ભાર મુકે છે.

આ પુસ્તકમાં જ્યાં પ્રાર્થના શબ્દ વાપરેલ છે ત્યાં તેનો અર્થ "મૌનભાવ" સમજવાનો છે. મોલીનસ કહે છે "મૌન ત્રણ પ્રકારનું છે. શબ્દનું, ઇચ્છાનું, અને વિચારનું. ત્રણે સાથે મળી આત્માનું મૌન બને છે, કે જેમાં ભગવાન વાત કરે છે અને પોતે જીવમાં પ્રવેશ કરે છે."

જેમ વીજળીની બત્તી કરવા માટે positive અને negative છેડા જોડવા પડે છે તેમ ભગવાનનું તેજ પણ positive અને negative ભાવ એક થાય

ત્યારે મળે છે. ભગવાન હમેશાં positive છે. જગત હમેશાં negative છે. જીવમાં positive અને negative બન્ને છેડા હોય છે. તેથી જીવે ભગવાન તરફ પોતાનો negative છેડો એટલે દીનભાવ શરણુભાવ રાખવો જોઇએ અને જગત negative છે તેથી જગત તરફ જીવનો positive છેડો એટલે કોઇ વિષયથી દબાય નહિ તેવી દ્રઢતા રહેવી જોઇએ. આ પ્રમાણે ભાવ રાખવાથી અંદર અને બહાર બન્ને તરફ તેજ ઉત્પન્ન થશે. તે તેજમાં અલૌકિક ભગવદ્ ભાવ મળશે, લૌકિક દ્રષ્ટિ છૂટતી જશે.

કેટલાક જ્ઞાન માર્ગે જાય છે અને કેટલાક ભક્તિનો માર્ગ પસંદ કરે છે. જ્ઞાનમાર્ગવાળાને શરણુ ભાવ ગમતો નથી કારણકે તેમને શરણુ ભાવમાં જુદાપણું લાગે છે. તેઓ જગતના વિષયો પોતામાં દાખલ ન થાય તેની સંભાળ રાખે છે પણ મનની સંભાળ રાખવામાં તેમનું હૃદય એવું બંધ થઇ જાય છે કે ભગવાનનો અલૌકિક ભાવ તેના હૃદયમાં દાખલ થઇ શકતો નથી.

ભક્તને શરણુભાવ ગમે છે અને તેથી તે પોતાનુ હૃદય ખુલ્લું રાખે છે પણ તે વખતે મનની બરોબર

સંભાળ ન રહે તો ખુલ્લા દિલમાં ભગવાનને બદલે વિષયો પેસી જાય છે.

જ્ઞાની પાસેથી positive ભાવ એટલે વિષય ઉપર દુર્લક્ષ રાખતાં શીખવું જોઇએ. ભક્ત પાસેથી negative ભાવ એટલે ભગવાન તરફ દીન થતાં શીખવું જોઇએ

સામાન્ય માણસ જગત તરફ દીન રહે છે અને ભગવાન તરફ દ્રઢ રહે છે. ઉત્તમ જીવન કરવા માટે જગત તરફ દ્રઢ રહેવું જોઇએ કે જેથી લૌકિક ભાવ દાખલ થાય નહિ અને ભગવાન તરફ દીન થવું જોઇએ કે જેથી અલૌકિક ભાવને જગ્યા મળે.

પુરાણમાં ઘણે ઠેકાણે કહેલ છે કે ભગવાને જુદાજુદા લોક ઉત્પન્ન કર્યા છે. “ લુક ” એટલે જોવું, દેખાવું અંગ્રેજીમાં અને સંસ્કૃતમાં “ લુક ” નો એજ અર્થ થાય છે અને એજ અર્થમાં “ લોક ” એટલે દ્રષ્ટિબિંદુ સમજવાનું છે. જે જે માણસનું જેવું દ્રષ્ટિબિંદુ તેવા લોકમાં તે રહે છે એમ માનવું જોઇએ. પુરાણનો આ મત હાલમાં દશ વર્ષ થયાં જર્મન પ્રોફેસર ઇન્સ્ટીને કરેલ આપેક્ષવાદ (Theory of relativity) ની શોધથી સિદ્ધ થાય છે. તે મત

પ્રમાણે જગતને અમુક પ્રમાણે દેખાવાનો નિયત સ્વભાવ નથી. જેવો જોનાર માણસનો સ્વભાવ તે પ્રમાણે જગત તેની દ્રષ્ટિએ દેખાય છે. જોનાર માણસ દેશ અને કાળમાં બંધાઇને જગત્ જુએ છે તેથી જગત તેને દેશ અને કાળથી બંધાએલ લાગે છે. પણ દેશ અને કાળ નિયત નથી. જોનાર પોતાના દેશ કાળ ફેરવી શકે છે. સમાધિમાં જીવ મ્હોટા પ્રદેશમાં રહેતો હોય અથવા પોતે મ્હોટો હોય તેવો અનુભવ લઇ શકે છે અને સમાધિનો કાળ માણસના કાળ જેવો રહેતો નથી દુઃખમાં વખત જલદી જતો નથી. સુખમાં તરત જાય છે. કાળનો આધાર માણ-સની વૃત્તિ ઉપર છે. માણસ પોતાનો કાળ ફેરવી શકે છે. માનસિક સેવાથી ભગવાનનો અનુગ્રહ મળે તો એક ક્ષણમાં ભગવાનના નિત્ય ધામમાં જીવ જઇ શકે છે. ત્યા કાળ ન હોવાથી એટલે કે તેની અસર ન લાગવાથી તે જીવને જન્મ મરણ નથી. મનના સંકલ્પ વિકલ્પની ઉત્પતિ અને લય તે જીવના જન્મ મરણ છે સંકલ્પ બંધ થાય એટલે સુક્ષ્મ જન્મ બંધ થાય અને તેની સાથે સ્થૂળ જન્મ પણ બંધ થાય તેને માટે અંદર ભગવદ્ ભાવ ઉત્પન્ન થવો જોઇએ.

કર્મ કરતી વખતે કર્મના ફળનો વિચાર મૂકવો જોઇએ એટલુંજ નહિ પણ કર્મ કરવાનો પોતાનો અધિકાર છે એ વિચાર પણ જવો જોઇએ. અધિકારના વિચારમાં પણ અહંકાર રહે છે. આત્મા બધા કર્મથી અલગ છે, સદા અલગ છે, પણ તેનાથી કોઇ કર્મ અલગ નથી. આવો બે પ્રકારનો સ્વભાવ એક આત્મામાં હોવાથી આત્મ સાક્ષાત્કારમાં મુશ્કેલી નડે છે. આત્માનું અસંગપણું જ્ઞાનથી ખબર પડે છે પણ તેનો સર્વાત્મભાવ ભગવાનના અનુગ્રહથી મળે છે. બન્ને ભાવનો અનુભવ થવો જોઇએ. અનુભવને અંતે માત્ર એક સર્વાત્મભાવ રહે છે. પણ સર્વાત્મભાવ અસંગત્વ વિના આવતો નથી. જે સ્વરૂપ સર્વથી અસંગ છે તેજ સર્વરૂપ છે.

વેદાંતમાં अहं ब्रह्मास्मि અને तत्त्वमसि એ મહા વાક્ય મનાય છે. अहं ब्रह्मास्मि માં अहं નો બાધ થયે ब्रह्मास्मि નો અનુભવ થાય છે. अहं નો નાશ કરવા માટે વેદાંતમાં વિધિ નિષેધ માનેલ નથી, એટલે કે મહાવાકયનો અનુભવ કોઇ ક્રિયાથી થશે એમ માનેલ નથી પણ મહાવાકયને શબ્દ-પ્રમાણ માનેલ છે. ગુરૂ तत्त्वमसि બોલે એટલે શિષ્યને अहं ब्रह्मास्मि નો

અનુભવ થવોજ જોઇએ. આ વિષય ઉપર એક ન્હાનું દ્રષ્ટાંત આપવામાં આવે છે:—

એક વખત દશ માણસ નદીને એક કાંઠેથી બીજે કાંઠે તરીને ગયા. બીજે કાંઠે પહોંચ્યા પછી કેટલાકને શંકા થઇ કે આપણામાંથી કોઇ ડુબી ગયું છે કે બધા બરાબર કાંઠે પહોંચ્યા છે, તે માટે બધાને ગણવા માટે વિનંતી કરી. સૌ નવ ગણે અને પોતાને ભૂલે તેથી સૌએ જાણ્યું કે એક માણસ ડુબી ગયો. તેને માટે સૌને શોક થયો અને સૌ રડવા લાગ્યા એટલામાં એક સાધુ આવી પહોંચ્યા અને સૌને રડવાનું કારણ પૂછ્યું. સૌએ જવાબ આપ્યો કે અમે નદીમાં પડયા ત્યારે દશ હતા અને હવે નવ રહ્યા. સાધુએ પૂછ્યું "કેવી રીતે?" જવાબમાં સૌએ પોતાની રીતે ગણત્રી કરી બતાવી. સાધુએ ભૂલ જોઇ ગણનારને કહ્યું કે દશમો તું છે, તે તું છે, तत्त्वमसि. તેજ ક્ષણે જ્ઞાન થયું અને દુઃખ ગયું. તે દુઃખ દૂર કરવા માટે કોઇ ક્રિયાની જરૂર પડી નહિ, તે સાધુનું વાકય શબ્દ પ્રમાણ થયું.

. પણ 'तत्त्वमसि' વાકય ઘણાં સાંભળે છે છતાં તેમાંથી ઘણાને તેનો અનુભવ કેમ થતો નથી?

ઉપરના દ્રષ્ટાંતમાં સૌએ નવ ગણવાની ક્રિયા કરી રાખી હતી, રડવાનું શરૂ કર્યું હતું, પોતાનો શોક દૂર કરવાનું સાધન મળતું નહોતું, કોઇ માર્ગ દેખાતો ન હતો ત્યારે ભગવાનના અનુગ્રહ રૂપી જ્ઞાન મળ્યું હતું. તેજ પ્રમાણે જ્યારે સંસારનો અનુભવ થઇ ગયો હોય અથવા પૂર્વ જન્મના સંસ્કારને લીધે સમજાઇ ગયો હોય; જ્યારે દુઃખ દૂર કરવા સાધન દેખાય નહીં, જીવમાં નમ્રતા, શરણ ભાવ આવે, ભગવાન સીવાય કોઇ આધાર જણાય નહીં ત્યારે ભગવાનનો અનુગ્રહ મળે છે, ત્યારેજ 'અંદરના વેદાન્તમાં અંદરનુ મહાવાકય શબ્દ-પ્રમાણ થાય છે.

રાસલીલા વખતે જ્યારે ગોપીજન શ્રીકૃષ્ણ પાસે ગયા ત્યારે શ્રીકૃષ્ણે તેમને વ્રજમાં જવા કહ્યું, પતિ સેવા એજ સ્ત્રીઓનો ધર્મ છે એમ સમજાવ્યું, અને કહ્યું કે "હું તો બધે ઠેકાણે છું, મારી કથાના શ્રવણથી, દર્શનથી, ધ્યાનથી, કીર્તનથી મને પામી શકશો" ત્યારે ગોપીજનો તે વાકયોથી ખૂબ રડયા અને પછી ગદ્‌ગદ વાણીએ કહ્યુ કે "અમે પતિ સેવા કરવા તૈયાર છીએ પણ અમને નિત્ય પતિ એટલે કોઇ દીવસ મરે નહી તેવો પતિ આપો, વળી.

શ્રવણ, દર્શન, ધ્યાન અને કીર્તનથી અમારી મહેનત પ્રમાણે ફળ મળે પણ અમારે આપના અનુગ્રહથી મોક્ષ જોઇએ છીએ." છેવટે તેઓ વિરહથી સુકાઇ ગયા ત્યારે તેમની અનન્ય ભક્તિ જોઇ શ્રીકૃષ્ણે પોતાનો ભાવ તેમને આપ્યો. તે વખતે ગોપીને લાગ્યું કે "હુંજ કૃષ્ણ છું", "अहं ब्रह्मास्मि."

"अहं ब्रह्मास्मि" એટલે 'હું બ્રહ્મ છું' એમ નહિ પણ બધું બ્રહ્મ છે.* આટલી હદ સુધી સર્વાત્મભાવ આપવા માટે રાસલીલામાં શ્રીકૃષ્ણ અંતર્ધ્યાન થયા અને ગોપીઓએ ફરીથી વિલાપ કર્યો. ત્યારપછી શ્રીકૃષ્ણે ફરીથી દર્શન આપ્યા. તે વખતે ગોપીઓએ તેમને પ્રશ્ન પૂછયા કે "જગતમાં ત્રણ પ્રકારના માણસ છે; કેટલાક ઉપકાર કરનારના ઉપર ઉપકાર કરે છે, કેટલાક ઉપકાર કરનારના ઉપર ઉપકાર કરતા નથી, કેટલાક ઉપકાર ન કરનારના ઉપર ઉપકાર કરે છે તો આ ત્રણમાંથી આપ કોના જેવા છો? આપે શા માટે અમને દુઃખી કર્યા? શ્રીકૃષ્ણે જવાબ આપ્યો કે "હું તમે જણાવેલ ત્રણ પ્રકારના જગતના માણસ જેવો નથી, તમારો આટલો પ્રેમ

---

* આ ભાવને જૈન ધર્મમાં દ્રવ્યાર્થી નય કહે છે.

છતાં હું તમારાથી આટલો વખત દૂર રહ્યો તેનું કારણ એ છે કે મારે તમારો પ્રેમ વધારવો હતો કે જેથી તમે મારો પ્રેમ લઇ શકો. મારી આવી કસોટી છતાં તમે સંસારમાંથી મન તદ્દન કાઢી શક્યા, ન જીતી શકાય એવી વાસનાઓ જીતી દેહ અને ઘર ભૂલી મારામાં દ્રઢ પ્રેમ રાખી શક્યા તે માટે હુ તમારો રૂણી થયો છું અને તે રૂણનો બદલો તમે મારો અપરાધ માફ કરશો તોજ મળે તેમ છે.”

શ્રીકૃષ્ણની કેટલી નમ્રતા! અને ગોપીઓનો કેવો વિરહ!

આવી વિરહની સ્થિતિમાં ક્રિયાની જરૂર નથી, વિચારની જરૂર નથી, પુરૂષ પ્રયત્નની જરૂર નથી. આવી સ્થિતિમાં અંદરના વેદાન્તમાં અંદરનું મહાવાક્ય શબ્દ–પ્રમાણ થાય છે.

અંદરની આવી સૂક્ષ્મ દશાને વૈષ્ણવો ‘શરણાગતિ’ કહે છે, જૈન ધર્મવાળા નિર્જરા કહે છે, વેદાંતવાળા ‘મનોનાશ’ કહે છે.

ઝાડ જીવે છે ત્યાં સુધી ઉગે છે તેથી તેનામાં જ્ઞાન ઉત્પન્ન થતું નથી. માણસનું શરીર થોડાં વર્ષ સુધી વધે છે અને ત્યારે શરીરને વધવાનુ કામ પૂરૂં થાય

છે ત્યારે મન જાગ્રત થાય છે, બુદ્ધિ ખીલે છે. તેવીજ રીતે જ્યાં સુધી મન અને બુદ્ધિ વધે છે ત્યાં સુધી આત્માનું જ્ઞાન, તેની શક્તિ, તેની વિશાળતા, તેનો આનંદ મળતાં નથી. તે અનુભવ માટે મન અને બુદ્ધિનું કામ બંધ થવું જોઇએ. જ્યારે પૃથ્વીમાં માનસિક શાંતિનો વખત હતો ત્યારે દિવ્ય જ્ઞાન અને દિવ્ય પ્રેમના અનુભવવાળા મહાત્માઓ પ્રમાણમાં વધારે દેખાતા હતા. હાલના વખતમાં પણ જે જે સ્ત્રી પુરૂષો એવા શાંત વાતાવરણમાં રહે છે અથવા અંદરની શાંતિ રાખી શકે છે તેમને એ ભાવ મળે છે.

નચિકેત, ભરત, ભર્તૃહરિ, અશોક, બુદ્ધ વગેરેએ રાજ્ય સુખને તુચ્છ માન્યું હતું; એવી રીતે નિઃસ્વાર્થ બુદ્ધિથી ભગવાનને અર્પણ થયેલ ભરતખંડ કોઇ જીતી શકયું નથી. જ્યાં સુધી પ્રજાનું હૃદય ન જીતાય ત્યાં સુધી જીત પૂરી થઇ કહેવાય નહિ અને પ્રજાનું હૃદય જીતવા માટે રાજ કરનારમાં પ્રભુ જેવો અલૌકિક પ્રેમ હોવો જોઇએ એવા પ્રેમ માટે રાજના અમલદારોમાં નીતિનુ જોર જોઇએ, નિરભિમાનપણું, દીનતા, સેવાભાવ આવવાં જોઇએ. તે ભાવ વેપારી દૃષ્ટિવાળી પ્રજામાં આવી શકે નહિ.

વેપારી દૃષ્ટિવાળી યુરોપની પ્રજા અને આત્માર્થી દૃષ્ટિવાળી હિંદની પ્રજાના સંબંધથી અહીંની વિદ્યાકળામાં ઘણી ભેળસેળ થઇ છે. આવી ભેળસેળવાળી વિદ્યાકળામાં સામાન્ય માણસને સત્ય સૂઝતું નથી. તેના જીવનમાં કેટલીક વખત એક ફરજની સાથે બીજી ફરજ આવી પડે છે. જેમ પોતાના કુટુંબનું ભરણ પોષણ કરવું એ એક ફરજ છે તેમ સમાજ અને દેશની સેવા કરવી એ દરેક માણસની ફરજ છે અને પોતાના આત્માને ઓળખવો, ભગવાનનો પ્રેમ લેવો, એ પણ દરેક માણસની જરૂરી ફરજ છે. ઘણી વખત એક ફરજ બજાવતાં બીજી તરફ બેદરકાર રહેવું પડે છે. આવાં ધર્મ સંકટ બુદ્ધ, ચૈતન્ય, વિભીષણ, મીરાંબાઇ, પ્રહ્લાદ, અરવિંદ વીગેરે તેજસ્વી સ્રી પુરૂષોને નડયાં હતાં.

વિરૂદ્ધ ફરજના સંકટ વખતે સામાન્ય માણસ સમાજના નિયમ પ્રમાણે પોતાની ફરજ નક્કી કરે છે. વિશેષ પ્રજ્ઞાવાળો માણસ માણસના રચેલ કાયદા કરતાં માણસના આત્માને વધારે માન આપે છે અને બે ફરજના સંકટ વખતે ઉંચી ફરજ સ્વીકારે છે. નીચી ફરજ મૂકવાનું દુઃખ સહન કરે છે, ત્યારે સત્યાગ્રહ શરૂ થાય છે.

કોઇપણ સમાજમાં સારો ફેરફાર કરવો હોય તો સમાજ પાસે ઉંચો આદર્શ મૂકવો જોઇએ. એ આદર્શ સિદ્ધ કરવામાં વેપારી લાભ મૂકવા પડે છે પણ તેથી એકંદરે સમાજનું જીવન સારૂં થાય છે.

જે રાજ્યમાં પ્રજાને તાબે રાખવા ઘણા કાયદા બાંધવા પડે ત્યાંનો રાજા રાજ કરવાને લાયક નથી. જ્યાં આખી પ્રજાને રાજનીતિના વિચાર નિત્ય કરવા પડે છે ત્યાં ઉત્તમ વિચારને જગ્યા મળતી નથી, ત્યાં સામાન્ય જીવન હલકું રહે છે. મુશ્કેલીઓમાં પણ આદર્શ ઉંચો રહેવો જોઇએ, અને તે સિદ્ધ કરવા જેટલી દૃઢતા જોઇએ.

જે સુધારાથી લોકોનાં દુઃખ દૂર થાય તેને ખરા સુધારા કહી શકાય કેટલાક સુધારાથી લોકોનાં દુઃખ તાત્કાલિક મટે છે પણ તે પાછાં ઉત્પન્ન થાય છે. કેટલાકથી તે મટે છે પણ પાછાં ઉત્પન્ન થતાં નથી. જે સુધારાથી દુઃખ કાયમને માટે મટે તે ખરા સુધારા કહી શકાય. આવા સુધારા જે દેશમાં હોય તે દેશ સુધરેલો કહી શકાય.

કાયમનું સુખ ત્યારેજ મળે કે જ્યારે સુખ માટે કાયમ રહે એવી વસ્તુ માણસને મળે. તે ભગવાનના

અલૌકિક ગુણ છે. તેને માટે અંદર યુદ્ધ કરવું પડે છે. બહારના યુદ્ધથી દેશ જીતાય છે, અંદરના યુદ્ધથી કાળ જીતાય છે. કાળ જીતવાથી નિત્ય સુખનો નિત્ય અનુભવ રહે છે. સુખ મેળવવા જે દુઃખ ભોગવાય છે તે દુઃખ સુખરૂપ લાગે છે. 'નિત્ય સુખ મેળવવા જે નિત્ય દુઃખ ભોગવવું પડે છે તે દુઃખ નિત્ય સુખરૂપ થાય છે ભક્તો તે દુઃખને વિરહનું સુખ કહે છે. આવું સુખરૂપ દુઃખ આ પુસ્તકમાં સમજાવેલ છે. સંસારમાં દુઃખરૂપ સુખ મળે છે. ભગવદ્‌ભાવ પ્રાપ્ત કરવા માટે દુઃખરૂપ સુખ છોડવું પડે છે. ખરી રીતે જોતાં, માણુસ જેને સુખ માને છે તે સુખ નથી, અને જેને દુઃખ માને છે તે દુઃખ નથી. જે ભાવથી જીવનના સંજોગો સ્વીકારાય તે ભાવ તે વખતે અમલ કરે છે. આટલી વાત સમજાય તો સ્વભાવથી સંજોગો જીતી શકાય, દુઃખ સુખકારક થઇ શકે, મરણુમાં પ્રભુની દિવ્યકળા નજરે પડે, જનમમાં તેનો અવતાર દેખાય, દરેક માણુસમાં, દરેક વસ્તુમાં દરેક ક્રિયામાં અલૌકિક સૌદર્યનો અનુભવ થાય, જગતમાં વૈકુંઠ મળે.

રાજકોટ,
તા. ૨૦-૧-૨૯. }

મોતીલાલ જે મહેતા.

# વાંચનાર પ્રતિ મહાત્મા મોલીનસની સૂચના.

બધા માણુસને રાજી રાખવા તેના કરતાં વધારે મુશ્કેલ કામ નથી અને પૃથ્વી ઉપર જેટલાં પુસ્તક છપાય છે તેની નિંદા કરવા જેવું બીજું કોઇ સહેલું કામ નથી. જેટલાં પુસ્તક પ્રસિદ્ધ થાય છે તે બધાને આ અગવડ નડે છે; ત્યારે આ ન્હાનાં પુસ્તકનું શું થશે ? તેની વસ્તુ ચમત્કારી છે પણ સ્વાદ વગરની અને સામાન્ય માણુસની નિંદાપાત્ર થાય એવી છે. વ્હાલા વાંચનાર ! તને તે સમજાય નહિ તેની હરકત નહિ પણ તેની નિંદા કરીશ નહિ; વ્યવહારિક મનુષ્યો આવી વસ્તુ સાંભળે છે અને વાંચે છે પણ તેઓ તે સમજી શકતા નથી. એક મહાત્મા કહે છે કે વ્યવહારિક માણુસને ભગવાનની વસ્તુ મળતી નથી. તમે આ પુસ્તક ધિક્કારશો તો તમને પોતાને જગતના ડાહ્યા માણુસની સોબતમાં મૂકશો. ભગવાન પોતાનું ડહાપણુ તેવા માણુસને આપતા નથી. તે તો સરળ, નમ્ર અને અજ્ઞાનીને આપે છે ચમત્કારી જ્ઞાન ડહાપણુથી મળતું નથી પણ અનુભવથી મળે છે. તે શોધાતું નથી પણ સાબીત થએલું હોય છે. તે વેચાતું નથી પણ પરબારૂં મળે છે. તેથી તે દઢ

નિશ્ચયવાળું, ઘણું મદદ કર્તા, અને ફળમાં અધિકતાવાળું છે. તે કાનથી આત્મામાં દાખલ થતું નથી, પુસ્તકો વારંવાર વાંચવાથી મળતું નથી પણ પવિત્ર આત્માની અંદર પૂર્ણતા ભરાવાથી મળે છે; કે જેનો અનુભવ અંદરના આનંદથી નમ્ર અને દીન માણસોને પરણારો મળે છે. કેટલાક વિદ્વાનો એવા હોય છે કે, તેઓએ આ બાબતો વાંચી નથી. કેટલાક આધ્યાત્મિક માણસો એવા હોય છે કે તેઓએ આ પચાવી નથી. તેથી પહેલા પ્રકારના માણસો અજ્ઞાનથી ધિક્કારે છે, બીજા અનુભવની ખામીથી ધિક્કારે છે. એટલું ખરૂં છે કે જેને આ મધુરતાનો અનુભવ નથી તેને આ ચમત્કારી વાતો ઉપર ન્યાય આપવાનો હક્ક નથી. ઉલટું, જ્યારે ભગવાનનો પ્રેમ જીવમાં કેવી રીતે દાખલ થાય છે તે તે સાંભળશે ત્યારે તે આવા માણસની નિંદા કરશે; કારણ કે તેના પોતામાં આવો ભાવ હોતો નથી. ભગવાનને અનંત હાથ છે; તેની ભલાઇ કોણ પરિમિત કરી શકે ? જે ભગવાને બીજે વખતે કામ કર્યું છે તે હમણાં પણ કરશેજ. ભગવાન મજબૂત માણસને કે બહુ ગુણવાળાને બોલાવતા નથી, પણ નબળા અને દીનની સંભાળ લે છે, કે જેથી તેની અનંત કૃપા તેઓમાં ઝળકી નીકળે.

આ શાસ્ત્ર જાણવા માટે નથી, ક્રિયા માટે છે. તેનો અનુભવ ઉંચામાં ઉંચી કલ્પનાથી પણ આગળ વધે છે. એક મહાત્માએ કહ્યું છે કે "હું આધ્યાત્મિક વાતો આધ્યાત્મિક માણુસ સીવાય કરીશ નહિ; કારણુ કે જો બીજાઓએ કોઇક રીત પકડી હોય અને વચ્ચે અટક્યા હોય તો તેઓને માટે કંઇ આશા નથી."

આ પુસ્તકનો મત બધા-માણુસને કામનો નથી પણ જેઓએ પોતાની ઇંદ્રિયો અને વિષયોને બરાબર માર્યાં હોય, પ્રાર્થનામાં કંઇક આગળ વધ્યા હોય, ભગવાનની કૃપાથી અંદરને રસ્તે ચડયા હોય, ભગવાન તેને ઉત્તેજન આપતા હોય, દોરતા હોય અને તેઓનાં વિઘ્ન મટાડતા હોય તેવાઓને માટેજ છે.

આ પુસ્તકની ઢબ ભક્તિમય, શુદ્ધ, ઉપયોગી, નકામાં વાક્યથી રહિત રહે તેની મેં સંભાળ રાખી છે. મારો હેતુ નમ્રતાથી નિખાલસતાથી ચોકખી રીતે નગ્ન સત્ય સમજાવવાનો છે. જગતમાં નવાં આધ્યાત્મિક પુસ્તકો પ્રગટ થયા કરે છે તેમાં આશ્ચર્ય નથી, કારણુ કે ભગવાન પાસે નવું તેજ આપવા માટે હંમેશ રહેલું હોય છે અને જીવોને સમજવા માટે તે તૈયાર હોય છે. ભગવાને બધું જ્ઞાન આપી દીધું નથી, બધું

લખી નાખ્યું નથી. જગતના છેડા સુધી લખનારા રહેશે. ભગવાનનું ડહાપણ ઓછું થયા વગર તેની પાસે હંમેશાં નવું તેજ આપવા માટે રહે છે.

અંદરને રસ્તે દુઃખ અને મુશ્કેલી આવે તેથી જીવે નિરાશ થવું નહિ. કિંમતી ચીજોની પૂરતી કિંમત આપવીજ જોઇએ. માટે હિંમત અને શ્રદ્ધા રાખો કે અહીં જે માણસોની વાત કરી છે તે અને બીજા ભગવાનના અનુગ્રહથી ઉત્તમ થઇ શક્યા છે. બીજા જે રીતે અંતર્જ્ઞાન સમજાવે છે તે રીતે મેં સમજાવવાનો પ્રયત્ન કર્યો નથી, મને જે વિઘ્ન અંદરના ભાવને હરકતકર્તા લાગ્યાં તેજ બતાવવાની જરૂર લાગી અને તેમાં ઘણાના અનુભવથી મને ખાતરી થઇ છે.

જો અંદરનાં વિઘ્નો ન મટે તો અંતર્જ્ઞાન ન થાય. તેથી ભગવાને મને જે અનુભવ આપ્યો તેજ મેં બતાવ્યો છે. પુસ્તક વાંચવાથી મને જે વિચારો આવ્યા તે મૂક્યા નથી.

કેટલીક વખત કેટલાક મહાત્માના અનુભવ બતાવ્યા છે, તે એટલા માટે કે મારા જેવો અનુભવ બીજાને પણ થએલો છે અને બીજા જે આ રસ્તે ચડે તે પોતાનો રસ્તો છોડે નહિ. ભગવાનની કૃપા

હશે તો સારૂં જ પરિણામ આવશે. જેના ઉપર ભગવાનની કૃપા છે તેને આ જ્ઞાન જરૂર મળશે અને મેં લખ્યું છે તેનાથી તેને લાભ મળશે. તેથી મારી મહેનતનો ઉપયોગ થયો લાગશે. આજ મારી ઇચ્છા છે અને ભગવાન આ ઇચ્છા સ્વીકારે એટલે મને સંતોષ છે.



# અનુક્રમણિકા.

પ્રકરણ.







ईश्वरः सर्व भूतानाम्

हृद्देशेऽर्जुन तिष्ठति ।

भ्रामयन् सर्व भूतानि

यंत्रारुढानि मायया ॥

तमेव शरणं गच्छ

सर्व भावेन भारत ।

तत्प्रसादात् परां शांति

स्थानं प्राप्स्यासि शाश्वतम् ॥

ગીતાનું મહાવાક્ય.

# સેવાકુંજ



## પ્રકરણ ૧ લું

### બે રસ્તા.

મોક્ષ માટે બે રસ્તા છે.

એક પુરુષ પ્રયત્ન; બીજો ભગવાનનો અનુગ્રહ.

પહેલામાં વિચારની જરૂર છે, બીજામાં શ્રદ્ધાની જરૂર છે.

પહેલો રસ્તો શરૂઆતવાળાને માટે છે, બીજો આગળ વધેલા કુશળ જીવો માટે છે.

પહેલા રસ્તાની સાધના મન અને ઇંદ્રિયોની મદદથી થાય છે, બીજાની સાધના શ્રદ્ધાથી મળતા ભગવાનના અનુગ્રહથી થાય છે.

જ્યારે જીવને દૈવી ચમત્કાર વિષે વિચાર કરવાની ટેવ પડી હોય, જ્યારે તે પોતાની કલ્પનાનો ઉપયોગ કરતો હોય, એક વસ્તુથી બીજી વસ્તુ તરફ દોડતો હોય, એક જ્ઞાનથી બીજા જ્ઞાન તરફ અને તેના દ્વારા જગતના કર્ત્તા તરફ જોવાની તેને ટેવ પડી હોય અને તે ટેવથી થાકયો હોય (અને જો ભગવાને તેને શરૂઆતથી પકડયો ન હોય) તો એ જીવને આ વખતે ભગવાન હાથથી પકડીને તેના બધા વિચાર અને કલ્પના મૂકવાનું કહે છે.

સ્થૂલ અને વાસનાત્મક દશામાંથી ઉપર ચડાવી ભગવાન તેને રસ્તે પાડે છે, સરળ અને અંધકારમય શ્રદ્ધાથી માત્ર પોતાના પ્રિયતમનેજ ચહાવાનું શિખડાવે છે, કારણકે ભગવાન ઉપર પ્રેમ કરવા માટે કોઇ જાતના તર્કની, કે બુદ્ધિને સમજાય તેવી શિખામણની જરૂર નથી. પહેલાં કહ્યું તેમ જીવના પોતાના પ્રયત્નથી જે પ્રેમ થાય તે ઘણો હલકો હોય છે, તે વાસનાત્મક છે, સમુદ્રમાં બિંદુ જેવો છે.

જેમ જેમ જીવ દૃશ્ય વસ્તુઓ ઉપર ઓછો આધાર રાખે છે અને ભગવાન ઉપરજ આધાર રાખી, શ્રદ્ધાથી

તેનુ કહેવું સમજે છે તેમ તેમ તેનો પ્રેમ વધારે દૃઢ અને મજબૂત બને છે. ધ્યાનથી જે જ્ઞાન જીવને મળે છે તે મળ્યા પછી જો ભગવાન તેનો હાથ પકડે છે તો ભગવાન પહેલાં તેની બુદ્ધિ લઇ લે છે, તેને દિવ્ય અંધકારમાં છોડે છે; એટલા માટે કે જેથી જીવ કેવળ શુદ્ધ શ્રદ્ધાથી સીધે રસ્તે ચાલે, ભગવાનનુ કહેવું સાંભળે અને પોતાનો આગ્રહ છોડે. તે જીવે એમ માનવું જોઇએ કે આખું જગત્ અને ડાહ્યામાં ડાહ્યા માણુસો-ના વિચાર તેને કંઇ જ્ઞાન આપી શકે તેમ નથી અને તેના પ્રિયતમ ભગવાનની ભલાઇ, તેનુ સૌંદર્ય, તેઓના બધા જ્ઞાન કરતાં અનંતગણુા ઉત્તમ છે. બધાં પ્રાણીઓ એવા ક્ષુદ્ર છે કે તેઓ તેને રસ્તે પાડી શકે નહિ અને ભગવાનનું જ્ઞાન આપી શકે નહિ.

તેટલા માટે, તે જીવે પોતાની બુદ્ધિ મૂકી પ્રેમથી આગળ વધવું જોઇએ. પોતાની કલ્પના જેવાં રૂપ આપે તેવા ભગવાનને માનવા નહિ, પણ જેવા ભગવાન છે તેવાજ માની તેના ઉપર પ્રેમ કરવો. જેવા ભગવાન છે તેવા તેને જાણી ન શકાય તો તેને જાણ્યા વગર તેના ઉપર માત્ર શ્રદ્ધાથી પ્રેમ કરવો. જેમ એક દીકરાએ પોતાના બાપને જોયો ન હોય પણ કોઇના કહેવાથી

તે કહેવા ઉપર શ્રદ્ધા રાખી, જાણે કે તેણે તેના બાપને જોયો હોય તેમ તેના બાપને ચાહે છે તેવીજ રીતે ભગવાનને ચાહવા.

જે જીવના મનના વિચાર જતા રહે છે તેણે પ્રયત્ન કરી પોતાની ઇચ્છાથી વધારે સ્પષ્ટ અને નિયત જ્ઞાન શોધવું નહિ; વાસનાત્મક જ્ઞાનનો આધાર લીધા વગર આત્માની દીનતાથી ઇંદ્રિયો જે માગે તે આપ્યા વગર શાંત રહેવું; દૃઢ રહેવું, નિત્ય શુદ્ધ ભાવ રાખવો, ભગવાનને તેનું કામ કરવા દેવું. પોતે એકલો લાગે, થાકી ગએલો લાગે, અંધારાથી ભરપૂર લાગે, તોપણ ઉપર કહેલી દશા ચાલુ રાખવી. જો કે આમ કરવામાં તેને આળસ લાગે તોપણ એમ સમજવું કે તે માત્ર ઇંદ્રિયોનો ભાવ છે. ભગવાન કે જે તેની અંદર ખરૂં જ્ઞાન ઉત્પન્ન કરે છે તેની દૃષ્ટિએ આ દશા આળસુની દશા નથી.

છેવટે, જેમ જેમ આત્મા ઉંચે ચડે છે, તેમ તેમ તે ઇંદ્રિયોના વિષયથી છૂટે છે. ઘણા સાધક આ રસ્તાના દરવાજા સુધી પહોંચ્યા છે, પણ બહુજ થોડા-અનુભવી ગુરુની ખામીને લીધે-આ હદ પસાર કરી શકયા છે,

અને કદાચ યોગ્ય ગુરુ મળ્યા હોય તો તેના ઉપર પૂરી શ્રદ્ધા ન રાખવાથી આ હદ ઓળંગી શકતા નથી. કોઇ એમ શંકા કરે કે મન પ્રેમમાં આડું આવે છે અને તેને કંઇ વિચાર ન આપીએ તો તે આળસુ રહે છે અને જે વસ્તુ જાણી ન હોય તે વસ્તુ ઉપર પ્રેમ થાય નહિ. આનો જવાબ એ છે કે, જો કે વિચારથી કેટલીક વાત સમજાતી નથી છતાં તેજ વાત શ્રદ્ધાથી અસ્પષ્ટપણે પણ સમજાય છે. જો કે શ્રદ્ધાથી મળતું ભગવાન વિષેનું જ્ઞાન અસ્પષ્ટ હોય, સામાન્ય હોય, છતાં માણસના ભાવથી અતિત હોવાથી તે પોતાના ક્ષેત્રમાં વધારે સ્પષ્ટ અને પૂર્ણ રહે છે. આ જ્ઞાન મન, ઇંદ્રિય કે બુદ્ધિથી મળી શકે નહિ. દૃશ્ય જગત્ અને તેમાં ઉત્પન્ન થએલી ચીજો અને કલ્પનાઓ ભગવાનથી અતિ દૂર છે.

ભગવાનને તેના ગુણ ગણીને સમજવા કરતાં તેના ગુણ ગણાય તેમ નથી એમ માનવાથી આપણે તેને વધારે સારી રીતે જાણી શકીએ છીએ. ભગવાન સમજી શકાય તેવા નથી, આપણી બુદ્ધિથી પર છે એમ માનવાથી આપણે ભગવાનનો વિચાર વધારે સારો કરી શકીએ છીએ. આપણે તેને કાંઇક કલ્પનામાં લાવીએ

અથવા આપણી બુદ્ધિ પ્રમાણે તેનું કાંઇક સૌદર્ય સમજવા પ્રયત્ન કરીએ તે બરાબર નથી. અસ્પષ્ટ જ્ઞાનથી, અંધકારથી અને "નેતિ નેતિ" દ્વારા ભગવાન ઉપર આપણને વધારે માન અને પ્રેમ ઉપજશે. તેટલો પ્રેમ મનની કલ્પનાઓથી ઉપજશે નહિ. જે સ્થિતિમાં સંકલ્પ વિકલ્પ નથી તે ભગવાનને મળવાને વધારે લાયક છે. જે સ્થિતિમાં મનના સંકલ્પ વિકલ્પ રહે છે તેમાં ભગવાનનો અનુભવ ઓછો રહે છે.



# પ્રકરણ ૨ જું

## ધ્યાન અને શ્રદ્ધા.

કેટલાક સાધુઓ કહે છે કે, પ્રાર્થના કરવાથી મન ઉંચું ચડીને ભગવાન પાસે પહોંચે છે. ભગવાન બધી રચેલી વસ્તુઓથી ઉપર છે, અને જો જીવ બધાથી ઉંચો થાય નહિ તો તે તેને જોઇ શકે નહિ, તેમજ તેની સાથે વાત કરી શકે નહિ. ભગવાનની સાથે આવી મિત્રતા ભરેલી વાતચીત તેનું નામ પ્રાર્થના છે. તે બે પ્રકારની છે. એક ધ્યાનયુક્ત, બીજી શ્રદ્ધાયુક્ત. જ્યારે પોતાની લાગણીઓથી અને એકાગ્રતાથી જીવ ભગવાનના ચમત્કારનો વિચાર કરે છે, તેનુ સત્ય, અને તેની વિગતવાર રચના સમજવાની અને સંજોગો માપવાની મહેનત કરે છે ત્યારે તે ધ્યાનમય પ્રાર્થના કહેવાય છે.

જ્યારે જીવ ભગવાને આપેલ અનુગ્રહથી સત્ય જાણે છે, જાણેલ સત્ય ઉપર પોતાની દૃષ્ટિ સ્થિર કરે છે, શાંતિથી અને મૌનથી જગત જુએ છે, વિચાર

કરતો નથી, બુદ્ધિથી તર્ક કરતો નથી, પોતાની ખાત્રી માટે બીજી સાબીતી માગતો નથી, ત્યારે તે સત્યનેજ ચાહે છે, તેના ઉપર શ્રદ્ધા રાખે છે, તેનામાં આનંદ લે છે ત્યારે જે દશા ઉત્પન્ન થાય છે તે શ્રદ્ધાની પ્રાર્થના કહેવાય છે.

બુદ્ધિ અથવા તર્ક વગર નિત્ય સત્યનો અનુભવ લેવો તે શુદ્ધ મધુર ભાવ છે; પણ જો જીવ પ્રાણીઓમાં રહેલા ભગવાનને જુએ, તેની અંદર આનંદ લે, મહાત્માઓના બહારના જીવન ઉપર વિચાર કરે, તેનેજ પૂર્ણ માને, તો પૂર્ણ ભાવ મળશે નહિ. ભગવાન જેવા છે તેવા જાણવાનાં આ માત્ર સાધન છે. જો કે ભગવાનનું સ્વરૂપ જાણવા માટે મહાત્માના પવિત્ર જીવન સાધનભૂત થાય છે, તેનાથી આપણને કેટલોક આનંદ મળે છે તોપણ તેમનાં બહારનાં જીવન જોવાં તે ઉત્તમ ભાવ નથી. ઉત્તમ ભાવ ભગવાનને જોવામાં છે. મહાત્માઓ તેના મનુષ્યભાવ કરતાં તેના દૈવી ભાવથી મહાત્મા કહેવાય છે. દૈવીભાવ મનુષ્યભાવ સાથે જોડાએલો રહે છે. તે મહાત્માઓ ભગવાનના જે સ્વરૂપનો અનુભવ લેતા તે સ્વરૂપનો અનુભવ લેવાથી બીજા પણ તે ગતિ

પામી શકે છે. જે માણસ શ્રદ્ધાથી ચિંતન કરતો હોય, શુદ્ધ અને સરળ હોય, તેની પણ તેવીજ ગતિ થાય છે. જેમ જેમ અર્થ સિદ્ધ થાય છે તેમ તેમ સાધન બંધ પડે છે, અને વહાણ કિનારે પહોંચે છે ત્યારે મુસાફરી પૂરી થાય છે. તેથી ધ્યાનથી કંટાળ્યા પછી જ્યારે જીવને સ્થિરતા મળે ત્યારે વિચાર મૂકી દેવા જોઇએ અને ભગવાનના સાદા દર્શન અને પ્રેમમય ચિંતનમાં આરામ માનવો જોઇએ. ભગવાનને જોવા, ચહાવા, તેના બધા રૂપને છોડવાં, તેની હાજરીમાં મન શાંત કરવું, યાદશક્તિ ભેગી કરી ભગવાન ઉપર એકાગ્ર કરવી, શ્રદ્ધાથી ભગવાનનુ અલ્પ અને સામાન્ય જ્ઞાન મળે તેનાથી સંતોષ રાખવો. ભગવાનજ સાધન છે અને ભગવાનજ ફળ છે એમ માની તેને પોતાના હૃદયના તારથી એટલે શ્રદ્ધાના જોરથી ચાહવા.

એક સાધુ કહે છે કે ચમત્કારના ચિંતનમાં તારી ઇંદ્રિયો જવા ન દે, બુદ્ધિની ગતિ બંધ કર, ઇંદ્રિયોના વિષય અને બુદ્ધિની વસ્તુઓ એટલે જે વસ્તુઓ છે અને નથી તે બધી છોડ, કે જેથી અવર્ણનીય ભાવમાં તારી જેટલી શક્તિ હોય તેટલી દ્વારા તું ભગવાન સાથે

જોડાઇ જઇશ. ભગવાન બધી પ્રકૃતિથી અને બધા જ્ઞાનથી અતીત છે, તેથી જેટલું જગત બન્યું છે, જેટલું વાસનામય છે, જેટલું બુદ્ધિમય છે, જેટલું લાગણીરૂપ છે; ટુંકામાં, જે વસ્તુ છે અને નથી તે બધી છોડ, કે જેથી ભગવાનના પ્રેમી હૃદયમાં દાખલ થઇ શકાય. જે છોડીશ તે ભગવાન પાછું આપશે, તેના ઉપર પ્રેમ કરવાને વધારે શક્તિ આપશે અને પવિત્ર પ્રેમ અને સુખી મૌનમાં તે તારૂં રક્ષણ કરશે. પોતાના પ્રયત્નથી જેટલી ક્રિયાઓ કરીએ તેના કરતાં આ દશા વધારે કીંમતી છે. એક મહાત્મા કહે છે કે બુદ્ધિ ભગવાન વિષે જેટલું સમજી શકે તેની અસર થોડી રહે છે, પણ ભગવાન ઉપર પ્રેમ થાય તેની અસર ઘણી રહે છે.

જ્યારે જીવમાં આ દશા આવે છે ત્યારે તેને તદ્દન અંતર્મુખ થવું જોઇએ, પોતાના શુદ્ધ અને ઉંડા કેન્દ્રમાં ઉતરવું જોઇએ. ત્યાં ભગવાનનું રૂપ છે, ત્યાં તેનું ધ્યાન છે, મૌન છે, સત્ય વસ્તુનું દર્શન છે. પૂર્ણ શરણ ભાવથી હૃદય ત્યાં ચોંટે છે, માત્ર ભગવાન સાથેજ વાતચીત થાય છે, જાણે કે આ જગતમાં પોતે અને ભગવાન સિવાય કોઇ ન હોય એમ લાગે છે.

ધ્યાનમાં મહેનત છે અને ફળ છે. શ્રદ્ધામાં મહેનત નથી પણ શાંતિથી, આરામથી, આનંદથી વધારે મ્હોટું ફળ મળે છે. ધ્યાન વાવે છે, શ્રદ્ધા લણે છે ધ્યાન શોધે છે, શ્રદ્ધા મેળવે છે. ધ્યાન ખોરાક તૈયાર કરે છે, શ્રદ્ધા ખાય છે.

વાંચવાથી મ્હોઢાને ખોરાક મળે છે, ધ્યાન તે ખોરાક ભાંગે છે, પ્રાર્થનાથી તેની સુગંધ નીકળે છે, અને શ્રદ્ધાથી તેની ખરી મધુરતા મળે છે. તે મધુરતા હૃદયને તાજું કરી નવો આનંદ આપે છે.



# પ્રકરણ ૩ જું

## ભક્તિના બે રસ્તા.

ભક્તિના બે રસ્તા છે. એકને સાધનભક્તિ કહે છે. બીજાને પુષ્ટિ ભક્તિ કહે છે. સાધન ભક્તિનો આધાર આપણા પ્રયત્ન ઉપર રહે છે. તેમાં પણ ભગવાનનો અનુગ્રહ મદદ કરે છે અને આપણા મન અને ઇંદ્રિયો-નો ભગવાનની ઇચ્છા પ્રમાણે ઉપયોગ થાય એટલા માટે તૈયારી થાય છે. એક મહાત્મા આવો રસ્તો પસંદ કરે છે. તે કહે છે કે ભગવાન જે કહેશે તે હું સાંભળીશ.

બીજા એક મહાત્મા પણ કહે છે કે જેમ જેમ એક માણસ પોતાનો આત્મા ભગવાન સાથે વધારે અને વધારે જોડે છે તેમ તેમ તે ભગવાનની સેવાને વધારે લાયક બને છે.

ઉપર જણાવેલ પ્રયત્નમાં પુષ્ટિભક્તિની વાત નથી. કારણકે તેવો ભાવ મેળવવો માણસના હાથમાં નથી. જો કે આપણે ભગવાનની મદદથી પુષ્ટિભક્તિ મેળવી શકીએ, છતાં ગુરુની મદદ વગર પુષ્ટિભક્તિમાં જવાની

કોઇ માણુસે હિમ્મત કરવી ન જોઇએ. ગુરુ જાણે છે કે કયો સાધક અંદરના રસ્તાને લાયક છે. ગુરુ ન હોય તો કોઇ પુસ્તક દ્વારા સાધક પોતાનો રસ્તો જાણે છે કે જે પુસ્તક ભગવાનના અનુગ્રહથી તેની પાસે આવી પડે છે. જો કે એ પુસ્તકથી મળતા તેજથી ધ્યાન છોડી સાધક અંતર્જ્ઞાનને રસ્તે પડે છે છતાં તેને વધારે પૂર્ણ આદેશની જરૂર તો પડે છે.

આ વિષય ઉપર બરાબર સૂચના મળે એટલા વાસ્તે જે ચિહ્નોથી અંદર જવાનો અવાજ સંભળાય તે ચિહ્નો કહું છું. પ્રથમ ચિહ્ન, ધ્યાન થઇ ન શકે, અથવા થાય તો ઘણી અશાંતિ અને થાકથી થાય. તેમાં એટલું સમજવાનુ કે આળસથી ધ્યાન છોડવું નહિ, અગર ધ્યાન પૂરૂં થયા વગર જે શુષ્કતા આવે છે અને તેનાથી કંટાળો આવે છે તેમ થવું ન જોઇએ.

જ્યારે જીવ આખો દિવસ, અથવા આખો મહીનો, અરે! ઘણા મહીના સુધી પ્રાર્થનામાં રહે છે, વિચાર કરી શકતો નથી ત્યારે તેનો ખરો ઉદ્યોગ શરૂ થાય છે. એક સાધુ કહે છે કે ભગવાન જ્યારે જીવને અંતર્જ્ઞાનને રસ્તે એટલે પુષ્ટિભક્તિને રસ્તે દોરે છે

ત્યારે તેને ધ્યાન કરવામાં વિઘ્ન નડે છે. ધ્યાનમાં જીવ ભગવાનને શોધે છે પણ એક વખત જો ભગવાન દેખાણા તો પછી તેને શોધવાની અને બુદ્ધિથી સમજવાની જરૂર નથી.

બીજું ચિહ્ન એવું છે કે પોતાથી ભક્તિ થઇ શકતી નથી તોપણ જીવને એકાંત ગમે છે અને વાતો ગમતી નથી. ત્રીજું ચિહ્ન એ છે કે ભગવાન વિષેનાં પુસ્તક વાંચવાં તે કંટાળા ભરેલું લાગે છે. હૃદયની મધુરતા જે હૃદયમાં મળે છે તે કેવી છે તે પુસ્તક બોલતું નથી. ચોથું ચિહ્ન એ છે કે જો કે જીવમાંથી વિચાર જતો રહે છે, છતાં તે શ્રદ્ધામય પ્રાર્થનામાં દૃઢ રહે છે. પાંચમું ચિહ્ન એ છે કે જીવને આત્મજ્ઞાન મળશે, પોતાના દોષ ઉપર ધિક્કાર આવશે અને ભગવાનની પવિત્રતા તે વધારે સારી રીતે જોઇ શકશે.

એક મહાત્મા કહે છે કે, બીજા પ્રકારની ભક્તિ એટલે અંતર્જ્ઞાન અથવા પુષ્ટિભક્તિ પૂર્ણ અને પ્રેરણાત્મક છે. તેમાં ભગવાન જીવ સાથે વાતચીત કરે છે, તેની બુદ્ધિનો નાશ કરે છે, તેના વિચાર બંધ કરે છે, તેના મોઢાંમાંથી શબ્દ લઇ લે છે તેથી તેને જો બોલવું હોય તો ઘણી મુશ્કેલી પડે છે તે સમજે છે કે શબ્દોના બેધારા

વગર પ્રભુ તેને જ્ઞાન આપે છે, અને તેની બધી શક્તિ લઇ લે છે; કારણકે પ્રભુનો અનુગ્રહ મળતો હોય તે વખતે તે શક્તિઓ ચાલે તો સારૂં કરવાને બદલે બુરૂં કરે. તે વખતે જીવ આનંદમાં રહે છે, પણ આનંદ કેમ આવ્યો તે તે જાણતો નથી. જીવ પ્રેમથી બળે છે પણ પ્રેમ કેમ કરવો તે તે સમજતો નથી. જેના ઉપર તેને પ્રેમ છે તેનો આનંદ તે લે છે એમ તે જુએ છે, પણ આનંદ લેવાની રીત તે જાણતો નથી. એટલું જાણે છે કે આ આનંદ બુદ્ધિથી ઉત્પન્ન થતો નથી. બુદ્ધિ તે આનંદને ભેટે છે પણ તે દશા તે સમજી શકતી નથી. આ ફળ પોતાની મહેનતથી મળે તેવું નથી. જેટલી મહેનત કરવી જોઇએ તેટલી કરીએ તોપણ મળે નહિ. આ ભગવાનની બક્ષીસ છે. જેના ઉપર જેવી રીતે અનુગ્રહ કરવો હોય તેવી રીતે ભગવાન તેને તે આપે છે. ભગવાનજ બધું કરે છે, કારણકે તેનું કામ આપણા સ્વભાવથી અતીત છે. આવું અંતર્જ્ઞાન પ્રેરણાત્મક છે. જેના ઉપર ભગવાનની કૃપા થાય તેને તે છૂટથી મળે છે. જ્ઞાની પુરુષો આ ભાવને અંતર્જ્ઞાન કહે છે. ભકતો આ ભાવને પુષ્ટિભક્તિ કહે છે.

---

# પ્રકરણ ૪ થું

## ભગવાનની ઇચ્છા.

અંદરની શાંતિનો રસ્તો, બધી બાબતમાં ભગવાનની ઇચ્છા પ્રમાણે ચાલવામાં રહેલો છે. બધી વસ્તુઓમાં આપણી ઇચ્છાને ભગવાનની ઇચ્છાનુસાર ચલાવવી જોઇએ. તેમાંજ આપણી ઇચ્છાની શાંતિ છે. જે માણસોને બધી ચીજ અને બધું ફળ પોતાની ઇચ્છા પ્રમાણે જોઇએ તેને આ રસ્તાની ખબર નથી. શાંતિનો રસ્તો તેઓએ જાણ્યો નથી. તેથી તેઓ કડવું અને ખાલી જીવન ગાળે છે, હમેશાં અશાંત અને વિક્ષિપ્ત રહે છે. શાંતિને રસ્તે કેમ જવું તે તેઓ જાણતા નથી.

શુદ્ધ શરણભાવથી આપણે અંદરની શાંતિવાળા ગંભીર રાજ્યમાં જઇએ છીએ. આપણે જાણવું જોઇએ કે, આપણી ઇચ્છાની ચંચળતા આપણા વિક્ષેપનું ખાસ કારણ છે. આપણે ભગવાનની ઇચ્છાને તાબે થતા નથી, અને તેથી આપણને ઘણાં દુઃખ

અને વિક્ષેપ નડે છે. અરે જીવો! જો તમે ભગવાનની ઇચ્છા સમજશો, તમારી ઇચ્છાને તાબે કરશો અને ભગવાનની આજ્ઞા માનશો તો તમને કેટલી શાંતિ લાગશે! કેવો મધુર આરામ? કેટલું ઉત્તમ સુખ? કેટલો આનંદ? આ ભાવ આ પુસ્તકમાં સમજાવેલ છે. ભગવાન મને પવિત્ર તેજ આપે કે જેથી હું અંદરના ગુપ્ત રસ્તાઓ શોધી શકું અને પૂર્ણ શાંતિમાં ઉત્તમ સુખ લઇ શકું.



# પ્રકરણ ૫ મું

## હૃદયની શાંતિ.

એમ સમજ કે તારો આત્મા ભગવાનને રહેવાનું સ્થાન છે, તેના રાજ્યનું કેન્દ્ર છે. તે સમ્રાટ્ પોતાની ગાદી ઉપર રહે એટલા માટે તારે પ્રયત્ન કરીને પણ તારો આત્મા શુદ્ધ, શાંત, નિષ્કામ, સમાન ભાવવાળો, દોષ અને ભૂલ વગરનો, ભય રહિત, રાગ રહિત, ઇચ્છા રહિત અને વિચાર રહિત રાખવો.

મોહ અને વિક્ષેપમાં પણ શાંતિ રાખવી.

હૃદય શાંત રાખવું કારણકે તે ભગવાનનું મંદિર છે. સાચા અને શુદ્ધ હેતુથી કામ કરવું, પ્રાર્થના કરવી, તેની આજ્ઞા પાળવી, વિક્ષેપ પામ્યા વગર દુઃખ સહન કરવું, જે આપવા ભગવાનની ઇચ્છા હોય તે સ્વીકારવું કારણકે તારા આત્મવિકાસ માટે તે તારી શાંતિનો ભંગ કરી મોહક સૂચનાઓ અને વિક્ષેપના પ્રસંગો ઉભા કરી વાસના મોકલી તને દુઃખ અને દીલગીરીમાં નાખી તારી કસોટી કરશે.

માટે નિત્ય આત્મ સ્વરૂપે રહે, તારૂં હૃદય બધા દુઃખની અંદર ખુશી રાખ, તેની અંદર દાખલ થઇ બધા વિક્ષેપને જીત. હૃદયમાં પ્રભુની શક્તિ છે તે તારી રક્ષા કરશે અને વિરોધી ભાવ સામે તારા માટે લડશે. આવા સહીસલામત કિલ્લામાં મનુષ્ય અશાંત થતો નથી, શત્રુઓ તેની પછવાડે આવે તોપણ તે ગભરાતો નથી, કારણકે કિલ્લામાં દાખલ થવાથી તેના શત્રુઓ નિરાશ થાય છે અને હારી જાય છે. આવો મજબૂત કિલ્લો તને તારા દૃશ્ય અને અદૃશ્ય શત્રુઓ ઉપર અને તેઓની જાળ ઉપર તને જીત અપાવશે. તે કિલ્લો તારા આત્મામાંજ છે. ત્યાં દૈવી મદદ રહેલી છે. તેમાં દાખલ થા. તેમ કરવાથી તારૂં બધું જીવન શાંત, સહીસલામતીવાળું થઇ જશે.

તારા હૃદયમાં રહેલ ભગવાનની ગાદી સ્વચ્છ રાખવા માટે તારો પુરુષાર્થ હોવો જોઇએ કે જેથી તે સમ્રાટ્ ત્યાં આરામ લઇ શકે. તે માટે તું તારી અંદર નિવૃત્ત થઇ, ઇંદ્રિયોનો પ્રત્યાહાર કરી તેમાં દાખલ થા. તારૂં બધું રક્ષણ ભગવાનની હાજરીમાં પ્રાર્થના કરવાથી અને તેના ઉપર પ્રેમ કરવાથી થશે. જ્યારે જ્યારે તને દુઃખ અને સંકટ લાગે ત્યારે તે

શાંતિના રાજ્યમાં દાખલ થજે; તેમાં તને રક્ષણ માટે જગા મળશે. જ્યારે જ્યારે નિરાશા ઉત્પન્ન થાય ત્યારે શત્રુને વશ કરવા માટે, દુઃખ દૂર કરવા માટે આ પ્રાર્થનાનું હથિયાર તું વાપરજે તોફાનથી ગભરાઈશ નહિં. અંત સુધી તને શાંતિનો અનુભવ થશે, રક્ષણ મળશે. તારી ઇચ્છા છેવટ સુધી ભગવાનને શરણ રાખજે, ભાવમય રહેજે, શાંત અને બળવાન રહેજે.

છેવટ, નિરાશાના પ્રસંગથી દુઃખી થઇશ માં, તેમજ હિમ્મત છોડીશ માં. જેટલો વખત વિક્ષેપ આવે તેટલો વખત શાંત રહેજે, કારણકે ભગવાનને આ શાંતિનીજ જરૂર છે કે જેથી તે તારા આત્મામાં આરામ લઈ શકે અને તારી અંદર તે શાંતિનુ રાજ્ય સ્થાપી શકે. તે તારા હૃદયમાં પોતાનો અનુગ્રહ આપી તને એવો બનાવશે કે ઘોંઘાટમાં તારી મૌનવૃત્તિ રહી શકશે, સોબતમાં એકાંત લાગશે, અંધકારમાં પ્રકાશ લાગશે. દુઃખમાં વિસ્મૃતિ મળશે, નિરાશામાં આશા મળશે, ભયમાં હિમ્મત મળશે, મોહમાં તને દાબવાનું જોર મળશે. લડાઇમાં શાંતિ મળશે અને વિક્ષેપમાં આરામ મળશે.



# પ્રકરણ ૬ ઠું

## પ્રાર્થનામાં દૃઢતા.

ભગવાન જે ભક્તોને પોતાની પાસે બોલાવે છે, તેના મનમાં વિક્ષેપ અને શંકા થાય છે, કારણ કે નિર્વિકલ્પ પ્રાર્થના શરૂ થતાં વિચાર બંધ પડવા માંડે છે. તને એમ લાગશે કે ભગવાન જેમ પહેલાં મદદ કરતા હતા તેમ હવે કરતા નથી, તારાથી પ્રાર્થના થઇ શકતી નથી, તારો વખત નકામો જાય છે, ઘણી મહેનતથી માત્ર થોડીકજ પ્રાર્થના થઇ શકે છે, વિચાર નીકળી જવાથી કેટલીક ગભરામણ અને મુંઝવણ તને થશે. આવે વખતે જગતના પિતા તને માર્ગ બતાવે નહિં તો શું થાય ? આ વખતે ભગવાન એમ માનશે કે તારો આત્મા નબળો થયો છે, તારા જ્ઞાનની રક્ષા માટે તે તારો ભાવ તારી પાસે કબૂલ કરાવશે અને તેના પરિણામમાં ગભરાટ પણ થશે. અંદરના રસ્તે દોરાતા આવા ભક્તો કેટલા હશે ? ઘણા ગુરૂઓ આવા શિષ્યોનો ભાવ સમજ્યા વગર તેમને મદદ કરી

આગળ વધારવાને બદલે આગળ વધતા અટકાવી ઘણું નુકશાન કરે છે તેથી તારે સત્ય બરાબર સમજવું જોઇએ કે જેથી તું પાછો પડ નહિં.

જ્યારે તારાથી પ્રાર્થના પણ ન થઇ શકે ત્યારે તારૂં સુખ નજીક આવ્યું છે એમ સમજ. આ એવી નિશાની છે કે જેથી તારે સમજવું કે ભગવાન એમ ઇચ્છે છે કે તારે તેની હાજરીમાં શ્રદ્ધા અને શાંતિથી આગળ વધવું. એજ રસ્તો બહુ લાભકારક અને સહેલો છે. કારણ ભગવાનના સાદા દર્શનથી, તેના ઉપર પ્રેમથી, જીવ ભગવાન પાસે એક નમ્ર ભિક્ષુક તરીકે અથવા એક નિર્દોષ બાળક તરીકે દેખાય છે. બાળક તરીકે પોતાની વ્હાલી માતાના સહીસલામત ખોળામાં પોતાને સોંપી દે છે. એક મહાત્મા કહે છે કે મેં ચાલીસ વર્ષ વાંચવામાં અને બહારની પ્રાર્થનામાં ગાળ્યાં પણ અંતે મને એમ લાગ્યું કે આત્મસિદ્ધિનો ખરો માર્ગ એ છે કે જીવે ભગવાનની હાજરીમાં નાના બાળક જેવા અને ભિખારી જેવા થવું જોઇએ.

આવી પ્રાર્થના સરળ છે એટલુંજ નહિ પણ બહુ જોખમ વગરની છે. તેમાં કલ્પનાની ગંધ પણ

નથી. કલ્પના અસૂરોને રમવા જગા આપે છે, દુ:ખને વધારે છે, બુદ્ધિના દોષ વધારે છે કે જેથી જીવને એકદમ વિક્ષેપ થાય છે, તેથી જીવ કલ્પના અને અહંકારના રાજ્યમાં ભમે છે. જ્યારે ભક્તને ઉપદેશ આપવાની ભગવાનની ઇચ્છા થાય છે, ત્યારે તે તેને એકાંતમાં બોલાવે છે. ત્યાં ભગવાન તેની સાથે રહે છે. જીવને અંધારૂં લાગે છે, જીવ વિચાર કરી શકતો નથી, ત્યારે ભગવાન પોતાનો મહિમા બતાવી તેને દિલાસો આપે છે.

શરૂઆતમાં ભગવાનની ઇચ્છા ભક્તને અંદરને રસ્તે જ્ઞાન અને પ્રેમ વધારવાની હોય છે. માટે પહેલાં તે તેનામાં અંધારૂં ઉત્પન્ન કરે છે, તેને સુકો કરી નાખે છે, કે જેથી ભગવાન તેને પોતાની નજીક લાવી શકે. કારણકે ભગવાન બરાબર જાણે છે કે હવે તે પોતાની બુદ્ધિથી અથવા પ્રયત્નથી તેની નજીક જઇ શકશે નહિં. વાણી બંધ કરી નમ્ર શરણુ ભાવથીજ ભગવાન પાસે જઇ શકાય છે.

આ રસ્તાનો અનુભવ એક સંતને મળ્યો હતો. બધાં માણસો તેને મૂર્ખ કહેતાં. તોફાની સંસાર

સાગરમાં તે આમતેમ ભટકતો, ક્યાંય પણ તેને રસ્તો જડતો નહિ, જંગલી પશુઓ તેને ઘેરી લેતાં: ત્યારે પણ માત્ર શ્રદ્ધાના બળથીજ તે આગળ વધતો. ભગવાન પોતાનુ શું કરશે તે જાણવાની પણ તેને ઇચ્છા ન હતી.

હે જિજ્ઞાસુ જીવ! તારે માટે માત્ર ધીરજની જરૂર છે. પ્રાર્થના કર, વિચારથી બહુ વધી શકીશ નહિં. દૃઢ શ્રદ્ધા રાખ, પવિત્ર થઇ મૌનવૃત્તિ રાખી તું તારી પાસે મર, તારા પ્રયત્ન મૂક. ભગવાન પોતાનું વચન ફેરવતા નથી, ભૂલ કરતા નથી, તે તારૂં ભલું કરવા સિવાય કાંઇ ઇચ્છતા નથી.

જે પોતાના વિચારનુ મરણ કરે છે તેને દુઃખ થાય છે પણ જ્યારે જીવ આવી રીતે મર્યા જેવો મુંગો થઇ ભગવાનની હુજુરમાં શરણ થાય છે ત્યારે વખતનો કેવો સારો ઉપયોગ થાય છે? ત્યાં મહેનત અને મુશ્કેલી વગર ભગવાનની અસર આવી પડે છે.

ઇંદ્રિયોમાં ભગવાનના આનંદને ઝીલવાની શક્તિ નથી તેથી તારે સુખી થવું હોય તો ચૂપ બેસ, શ્રદ્ધા રાખ, દુઃખ સહન કર, ધીરજ રાખ અને આશાથી આગળ

વધ. જગતની વસ્તુઓથી મળતું બધું સુખ ભોગવવા કરતાં તારી શાંતિ કાયમ રાખી ભગવાનના હાથથી તારા જીવને દોરવવો તેમાંજ તારૂં કલ્યાણ છે. જો કે કોઇ વખતે તને લાગે કે હું કંઇ કરતો નથી, આળસુ જેવો મુંગો અને નમ્ર થઇ રહું છું તોપણ તેનો લાભ અનંત ગણો વધારે છે. આંખે પાટા બાંધેલો બળદ જેમ ઘાણીનું ચક્કર ફેરવે છે છતાં પોતે શું કરે છે તે તે જોતો નથી, જાણતો નથી, છતાં તે તેલ પીલવાનું ઘણું કામ કરે છે. જો કે તેનો સ્વાદ તેને લાગતો નથી છતાં તેના ધણીને તેનુ ફળ મળે છે અને ધણી તેનું સુખ લે છે. જમીનમાં વાવેલું બી લાંબો વખત દેખાતું નથી તેથી તે ખોવાઇ ગયું એમ ઘણા માને છે; પણ પાછળથી તેમાંથીજ છોડ ઉગે છે. તે છોડ મોટો થાય છે અને તેમાં અનેક કણ ઉત્પન્ન થાય છે. તેવીજ રીતે ભગવાન જ્યારે જીવના મન અને વિચાર લઇ લે છે ત્યારે જીવની તેવી દશા થાય છે. તેને લાગે છે કે પોતે કંઇ કરતો નથી જાણે કે પોતે ખોવાઇ ગયો હોય એમ લાગે છે. છતાં વખત આવ્યે પોતે પોતાના રૂપમાં આવે છે. પોતે સારા સ્વભાવવાળો, આસક્તિ વગરનો પરિપૂર્ણ બને છે. જેટલા ફળની આશા

રાખી હોય તેથી પણ અધિક ફળ તેને મળે છે. તેથી બહારનું તપ છોડ, તેમજ પાછો ઇંદ્રિયોના વિષયમાં જા નહિ. પ્રાર્થના ન બને તો હરકત નહિં. સહન કર, શાંત થા, ભગવાનની હાજરીમાં તને મૂક, નિત્ય ઉત્સાહ રાખ, તેના અનંત વૈભવમાં શ્રદ્ધા રાખ; તે તારી શ્રદ્ધા વધારશે, સત્ય તેજ આપશે, અને તેનો પોતાનો અનુગ્રહ આપશે. આંધળાની માફક ચાલ, વિચાર છોડ, તર્ક મૂક, તેના દયાળુ હાથમાં તને મૂક, તેની જે ઇચ્છા હોય, તેની જે મરજી હોય તે સિવાય કંઇ કરવું નહિં એવો નિશ્ચય કર.



# પ્રકરણ ૭ મું

## પ્રાર્થનામાં દૃઢતા (ચાલુ).

ઘણા ધર્મગુરુઓનો એવો મત છે કે જીવ પોતાની મેળે કરેલા ધ્યાનથી અને બુદ્ધિના તર્કથી ભગવાન સાથે જોડાઇ શકે નહિં અને પૂર્ણ થઇ શકે નહિં. પોતાના પ્રયત્નની સાધના આધ્યાત્મિક માર્ગમાં માત્ર શરૂઆતવાળાઓને માટે સારી છે. છેવટે, તેઓને આત્માથી મળતા જ્ઞાન લેવાની ટેવ પડે છે, તેઓ તેના ગુણ ગ્રહણ કરે છે અને પોતાના દોષ છોડે છે. તે ટેવ કોઇ કહે છે કે છ મહીનાની અંદર પડી જાય છે અને બીજા કોઇના મત મુજબ બે મહીનામાં પણ એ ટેવ પડે છે.

જે જીવ પોતાના જીવનમાં પહેલેથી છેલ્લે સુધી માત્ર ધ્યાનમાં કે તર્કમાંજ મંડયા રહે છે તેની સ્થિતિ દયાજનક છે. જો કે ભગવાન તેની બુદ્ધિ હરી લે છે એટલા માટે કે ભગવાન તેની અંદર નવી દશા ઉત્પન્ન કરી શકે અને તેને ખરી પ્રાર્થનાના માર્ગ તરફ દોરી શકે. પોતાના પ્રયત્નથી તેઓ ઘણા વર્ષ સુધી અપૂર્ણ

રહે છે, સુધરતા નથી અને આત્માના માર્ગમાં એક ડગલું પણ આગળ વધી શકતા નથી તેઓ પોતાના મગજથી ધ્યાન માટે જગા શોધે છે, આધાર માટે ચિન્હો શોધે છે, કલ્પનાઓ કરે છે, બુદ્ધિ વાપરે છે, ભગવાનને બહાર શોધે છે પણ ભગવાન તો તેની અંદરજ રહેલા છે. એક મહાત્મા પોતાની ભૂલ જણાયા પછી કહે છે કે હે ભગવાન ! હું રખડતા ઘેંટાની માફક ભટકતો હતો, મારી બુદ્ધિના તર્કથી તને શોધતો હતો, પરંતુ તું તો તે વખતે પણ મારી અંદરજ હતો. તને બહાર જોવામાં મેં બહુ બહુ ફાંફાં માર્યા પણ તારો નિવાસ તો મારી અંદરજ હતો. માત્ર મારે તારીજ ઇચ્છા કરવાની રહી હતી અને તારે માટે જિજ્ઞાસા રાખવી જોઇતી હતી. હું તને શોધી શક્યો નહિં કારણ કે જે મારી અંદર હતો તેને હું ફોકટ બહાર શોધતો હતો.

જેઓ બુદ્ધિથી ભગવાનને બહાર શોધે છે તેઓ તરફ એક મહાત્મા દીલગીરી જાહેર કરે છે. જેઓ હમેશાં ભગવાનને શોધે છે, તેની પછવાડે દોડે છે, પ્રાર્થનામાં હમેશાં ભગવાનને બોલાવે છે તેઓ આંધળા

અને મૂર્ખ છે. તેઓ પોતેજ ભગવાનના મંદિરરૂપ છે, તેને રહેવાનું સ્થાન છે, તેના આત્મામાંજ પરમાત્મા રહે છે. ત્યારે જે સાધન પોતાની અંદરજ છે તેને બહાર શોધે એવો કોણ મૂર્ખ હોય? જેઓની પાસે ખોરાક હોય છે છતાં ચાખતા નથી તે કઇ જાતના છે? આવીજ સ્થિતિ ઘણાં માણસોની છે; તેથીજ તેઓનાં બધાં કામ અપૂર્ણ રહે છે.

ખરા મહાત્મા પોતાના શિષ્યો તરીકે અજ્ઞાની અને સરળ માણસોને પસંદ કરે છે અને ભગવાનને કહે છે કે હું તારો ઉપકાર માનું છું કે આત્માના અનુભવો તમે ડાહ્યા માણસોથી દૂર રાખ્યા છે, અને બાળક પાસે ખુલ્લા કર્યા છે. એટલું તો નક્કી છે કે આવા બાળક કંઇ ધ્યાનથી કે બુદ્ધિના તર્કથી પરિપૂર્ણ થાય નહિં. તેઓ પ્રેમભાવથીજ પૂર્ણ બને છે.

એક સંત કહે છે આપણે કોઇ દૈવી ચીજનો વિચાર કરવો નહિં. કારણ કે વિચારથી જે કલ્પનાઓ આવે, જે ખ્યાલ બંધાય, પછી તે ગમે તેવો સૂક્ષ્મ હોય તો પણ તે અપૂર્ણ છે. તેનાથી સંતોષ માનવો નહિં. જો કે આ બધા વિચાર દૈવી લાગે છતાં વિચાર તે ઇશ્વર

નથી. ઇશ્વરને નામ અને રૂપ હોતાં નથી. આપણે કોઇપણ માણસ વિષે, દેવ વિષે કે ભગવાન વિષે વિચાર બાંધવો નહિ. કારણકે ખરૂં ડહાપણ અને પૂર્ણતા તેવા ધ્યાનથી મળતાં નથી. તે તો માત્ર જિજ્ઞાસા અને પ્રેમથી મળે છે. પવિત્ર માણસ આથી વધારે સ્પષ્ટ બોલી શકતા નથી અને છતાં તમારી ઇચ્છા પ્રમાણે કામ કરવું હોય તો આવી શ્રદ્ધાની પ્રાર્થના છોડવાથી તમને અશાંતિ થશે.

કાગડાનાં બચ્ચાં જ્યારે તેનાં માબાપથી છૂટાં પડે છે ત્યારે તેની સંભાળ ભગવાન લે છે. તો જે જીવો બોલી શકતા નથી, તર્ક કરી શકતા નથી તેઓ માત્ર શ્રદ્ધાથી પોતાનાં મોઢાં ઉઘાડી, પોતાની માગણી કરે તો શું ભગવાન તેઓની સંભાળ નહિં લે? શું ભગવાનનો અનુગ્રહ તેઓના ઉપર નથી! તેઓને જરૂરનો ખોરાક શું તે નહિં આપે?

જ્યારે જીવનું પોતાનું બધું સુખ જતું રહે છે, માત્ર શ્રદ્ધાથીજ આગળ વધવાનું રહે છે, પૂર્ણતાને માટે ગાઢ અંધકારમય જંગલમાંથી જતો હોય એમ જ્યારે તેને લાગે છે ત્યારે પણ શ્રદ્ધા રહે એ કાંઇ

ઓછો પુરુષાર્થ નથી; અને આવી સ્થિતિ ચાલુ રહે તો ભગવાનનો ઓછો અનુગ્રહ નથી. આ રસ્તેજ દુ:ખ લાગવા છતાં જીવ ચોક્કસ ઉત્તમ ગતિને પામે છે. તેટલા માટે તત્પર રહો, હમેશાં તત્પર રહો! ધીરજ છોડો નહિ, પ્રાર્થનામાં જવાબ ન મળે તોપણ દૃઢ શ્રદ્ધા રાખો, શાંત રહો અને ઉત્સાહ રાખો. તેથી અંતે તમો સુખી થશો, ભગવાનની સાથે એક થશો, પરમ આરામ પામશો અને અંદરનું ઉત્તમ સુખ મેળવશો.



# પ્રકરણ ૮ મું

## દુઃખમય પ્રાર્થના.

પ્રાર્થના બે પ્રકારની છે. એક નમ્ર, સુખમય, પ્રેમમય અને લાગણીવાળી. બીજી અજ્ઞાનમય, સૂકી, મોહમય અને અંધકારમય. પહેલી શરૂઆતવાળા માટે છે, બીજી આગળ વધેલાઓ માટે છે. ભગવાન પહેલી પ્રાર્થનાના બદલામાં જીવને જીવપણું આપે છે. બીજી પ્રાર્થનાના બદલામાં જીવની શુદ્ધિ કરે છે. પહેલી પ્રાર્થનાથી તે ભક્તોને બાળક પેઠે રાખે છે. બીજીથી મજબૂત માણસની પેઠે તેમની સાથે વ્યવહાર કરે છે.

પહેલો રસ્તો જીવભાવ વાળો છે અને તે સકામ ભક્તિનો છે. તે ભક્તિના મોહથી ભક્તો પોતાની કામના પુરી થશે એમ માની આ માર્ગે આગળ વધે છે. બીજો રસ્તો ખરા પુરુષાર્થનો છે. જેઓ ભક્તિમાં કોઈ જાતની ઇચ્છા કરતા નથી પણ પોતાના દોષ સામે લડાઈ કરે છે. તેઓ પોતાના દોષ છતી પૂર્ણ પુરુષ થાય છે.

ખાતરી રાખો કે સૂકા ભક્ત થઇને રહેવું એ કલ્યાણનું સાધન છે. જે મોહ ઘણા પવિત્ર માણસોની પ્રગતિ અટકાવે છે, જે તેઓની પાછળ પડી પ્રાર્થના છોડાવે છે, તે મોહ દૂર કરવાનો આ માર્ગ છે. જે સકામ ભક્ત હોય છે તે ઇંદ્રીઓને સંતોષ મળે એવું સુખ સાધનામાં રહે ત્યાં સુધીજ સાધના કરે છે.

ભગવાન આપણને નીરસ બનાવે તેમાં તેનો જે હેતુ હોય તે આપણે સમજી શકતા નથી છતાં તેથી આપણે નમ્ર થઇએ છીએ. જો આપણને એમ લાગે, અને આપણે જાણીએ કે ભગવાન આપણા આત્મામાં કંઇ કરે છે તો સંતોષ અને કલ્પના એકદમ દાખલ થાય છે; તેથી એમ લાગે છે કે આપણે કંઇક સારૂં કરીએ છીએ, અને આપણે ભગવાનની નજીક જઇએ છીએ પણ એવા વિચારથી પ્રગતિ બંધ પડે છે.

આવી રીતે અંદરને રસ્તે ચાલવામાં સકામભાવ તદ્દન દૂર કરવો જોઇએ, અને તે દૂર કરવાનું સાધન ભગવાનની આપેલી નીરસતા છે. આ રસ્તે તે આપણી કલ્પના શમાવે છે, આપણી દૃષ્ટિ લઇ લે છે કે જેથી આપણે જે કરતા હોઇએ તે જોઇ શકીએ નહિ,

આપણી પ્રગતિનાં વિઘ્નો આવી રીતે દૂર કરીને અંતે ભગવાન પોતે પોતાને આપણામાં પ્રકટ કરે છે.

આત્માની સાધનામાં કંઇ ફળ મળે નહિ તેથી દીલગીર થવાનું નથી. ધ્યાનમાંથી ઊઠયા પછી કંઇ પણ લાગણીવાળો અનુભવ ન થાય તોપણ હરકત નહિ, કારણકે તેવી લાગણી થવી એ માયા છે.

ખેડુત એક વખત વાવે છે, બીજે વખતે લણે છે તેવીજ રીતે ભગવાન વખત આવ્યે એટલે ખરે વખતે મદદ કરી મોહ દૂર કરશે. જ્યારે તું બિલકુલ વિચાર કરતો નહિ હોય ત્યારે તને તેનો પોતાનો પવિત્ર હેતુ સમજાવી તેની સેવામાં તારો સ્વીકાર કરશે માટે છેવટ સુધી વિરોધી ભાવથી અકળાઇને તું તારા ભાવથી કંઇ કર નહિ. તારો વખત નકામો જાય, પ્રાર્થના છોડી દેવાની મરજી થાય, દિલગીરી થાય, એવે વખતે અને એવી દશામાં જે અનંત લાભ રહેલો છે તે હું તને સમજાવું છું:—

૧ પ્રાર્થનામાં દ્રઢતા રાખવાથી બીજા ઘણા લાભ ઉત્પન્ન થાય છે.

૨. તને જગતની વસ્તુઓ ઉપર કંટાળો આવશે. તારા પાછલા જીવનની ખરાબ ઇચ્છાઓ ધીરે ધીરે છૂટતી જશે અને ભગવાનની સેવા કરવાની નવી ઇચ્છા ઉત્પન્ન થશે.

૩. તારી કેટલીએ નિષ્ફળતા ઉપર તને વિચાર આવશે કે જેનો તને પહેલાં વિચાર આવતો નહતો.

૪. જ્યારે તને કાંઇ પાપ કરવાની વૃત્તિ થશે તે વખતે તારા હૃદયમાં ચેતવણી ઉત્પન્ન થશે; કે જે ચેતવણીથી તું તે પાપ કરતો અટકીશ. વળી બીજે વખતે દિલગીરી કરતો અને બોલતો અટકીશ. આથી જગતની નાની ઇચ્છાઓથી પણ છૂટીશ. એવા પ્રસંગ અથવા વાતચિતથી પણ છૂટીશ કે જેને માટે પહેલાં તું શાંતિથી દોડતો હતો અને જેના ઉપર તું કંઇપણ સંયમ રાખતો ન હતો.

૫ તારી કંઇક પણ નબળાઇથી તારો કંઇપણ દોષ થતો હોય તે વખતે તારા આત્મામાં પશ્ચાત્તાપ થશે. તે તને ઘણું દુઃખ આપશે.

૬. દુઃખ ખમવાની અને ભગવાનની ઇચ્છા પ્રમાણે જીવવાની તારામાં ઇચ્છા ઉત્પન્ન થશે.

૭. ગુણવાન થવાની, સંયમ વધારવાની, વિઘ્ન અને મોહને જીતવાની અને માર્ગમાં આવતા શત્રુ-ઓને હરાવવાની ઇચ્છા થશે.

૮. તું તને ઓળખીશ અને તને ધિક્કારીશ. બધા જીવોની ઉપર રહેલા ભગવાન માટે તને માન થશે. વાસનાઓ ઉપર અણગમો આવશે. પ્રાર્થના ન છોડવાનો નિશ્ચય થશે અને તેમ કરવામાં ઘણુ દુઃખ લાગે તોપણ દૃઢતા છૂટશે નહિ.

૯. તારા આત્મામાં ઘણી શાંતિ લાગશે. નમ્રતા પર પ્રેમ રહેશે. દુઃખ સહન કરી શકીશ. ભગવાનમાં શ્રદ્ધા રાખી, તેને શરણ રહી, બધી વાસનાઓની આસક્તિ છોડી શકીશ. છેવટે જ્યારથી તું પ્રાર્થના શરૂ કરી હોય ત્યારથી તારા જેટલા પાપ ઓછા થયા હોય તે ઉપરથી જણાશે કે તારા જાણ્યા વગર પણ ભગવાન તારા આત્મામાં કામ કરે છે અને તેને યોગ્ય લાગશે તે વખતે તે પોતાનું કાર્ય પૂરૂં કરશે.

આ અને આવા બીજા ઘણા લાભ આવી પ્રાર્થના-માંથી ઉત્પન્ન થતા અંકુરો છે કે જે લાભ કદાચ તું

અણુસમજથી છોડી દે. કદાચ તને એમ લાગે કે એવી પ્રાર્થનામાં કાંઇ રસ નથી, ફળ નથી, લાભ નથી તોપણ હમેશાં ઉત્સાહ અને ધીરજ રાખ, અને તારી સાધના ન સમજાય તોપણ તારા આત્માનું કલ્યાણ થશેજ એમ માની આગળ વધ. *



* આ પ્રકરણમાં સમજાવેલ દશાને જૈન ધર્મમાં 'નિર્જરા' કહે છે, વૈષ્ણવ ધર્મમાં 'શરણાગતિ' કહે છે અને વેદાંતમાં 'મનોનાશ' કહે છે.

# પ્રકરણ ૯ મું

## નિષ્કામ ભક્તિ.

ભક્તિ બે જાતની થાય છે. એક નિષ્કામ. બીજી સકામ. પહેલીમાં મન એકદમ અંદરની પ્રેરણાથી સાચું કામ કરે છે, ભગવાનનો આદેશ સમજીને કામ કરે છે. જોકે મનુષ્યના દોષથી બધાં કામ મરજી મુજબ બને નહિ, તોપણ નિષ્કામ ભક્ત બધાં કામ ઇશ્વરની સેવા માટે કરે છે. ખરી ભક્તિ તે છે, કે જેમાં સુખ ન હોય, મધુરતા ન હોય. આનંદ ન હોય. તેમજ આંસુ પણ ન આવતાં હોય: પણ ઉલટું જેમાં ઘણી વખત નીરસતા અને અંધકારનો અનુભવ રહે છે.

બીજા પ્રકારની ભક્તિ સકામ, એટલે વાસનાત્મક છે તેમાં સારી ઇચ્છાઓની સાથે હૃદયનું સૂક્ષ્મ સુખ, હૃદયના ઉભરા અને એવા બીજા ઇન્દ્રીઓને સુખ આપે એવા ભાવો રહેલા હોય છે. આવી ભક્તિ માગવી નહિ. સહેલો રસ્તો તો એ છે કે તેમાંથી મનના ભાવ કાઢી તેને વિચારવી. કારણ કે આવી ભક્તિ સામાન્ય રીતે

ભયંકર છે, એટલુંજ નહિ પણ તે પ્રગતિને અટકાવે છે. તેથી આપણે માત્ર સત્ય નિષ્ઠાવાળી નિષ્કામ ભક્તિજ મેળવવી અને તે મળી શકે તેમ છે. દરેક માણસ ભગવાનના અનુગ્રહથી કામ કરતો રહી પોતાની ફરજ બજાવતો રહે તો તે મેળવી શકે છે.

વાસનાત્મક એટલે મન અને ઇંદ્રિયોને સંતોષ થાય એવું સુખ જ્યારે કેટલાકને મળે છે ત્યારે તેઓ ભગવાનની કૃપા સમજે છે. તેઓ એમ સમજે છે કે તેઓને ભગવાન મળ્યા અને તેઓનું સમગ્ર જીવન આવો આનંદ ઇચ્છવામાં વ્યતિત થાય છે. પણ આ માયા છે. આવી લાગણી માત્ર પોતાની પ્રકૃતિના, અને પોતાની મતલબના ભાવો છે. તેથી જીવને સત્ય તેજ મળવામાં અટકાયત થાય છે અને પૂર્ણતા પ્રાપ્ત થતી નથી. આત્માનું ચૈતન્ય શુદ્ધ છે. તેને કોઇ જાતની લાગણીની જરૂર નથી. અંદરની ક્રિયા આત્માની ક્રિયા હોવાથી આપણી લાગણીમાં આવે તેવી તેની ક્રિયા હોતી નથી. તેથી આત્માનો પ્રેમ, જીવ જાણી શકતો નથી. તેમ તે ક્રિયા કરે છે તે પણ ઘણે ભાગે તે જાણી શકતો નથી.

તેથી તારે સમજવું કે, જે ભક્તિમાં વાસનાત્મક સુખ મળે છે તે ભગવાનનો ભાવ નથી; તે આત્માનો ભાવ નથી, પણ તે પોતાનાજ ભાવનું પ્રતિબિંબ છે. તેથી તારે તેવા ભાવને હલકા ગણી ધિક્કારી છોડવા. પ્રાર્થનામાં દૃઢતા રાખવી, ભગવાન તને જેમ ચલાવે તેમ ચાલવું. ભગવાન તને મુશ્કેલીમાં અને અંધકારમાં તેજ આપશે.

જ્યારે તું નિરસ થઇ જા, ભગવાનની હાજરીમાં અજ્ઞાનમય થઇ જા, શ્રદ્ધા અને મૌનમાં પણ સુકો થઇ જા. તને લાગે કે હું કાંઇ કરતો નથી, મારો વખત નકામો જાય છે, હું આળસુ થઇને બેસી રહું છું ત્યારે પણ શ્રદ્ધા રાખ, કારણ કે ભગવાન ઉપર લક્ષ ન રાખવું એજ એક પ્રમાદ છે.

ભગવાન માટે વખત ન રાખવો તેજ માત્ર આળસ છે. ભગવાન માટે વખત રાખવો એ કામ બધા કામ કરતાં વધારેમાં વધારે જરૂરી છે. તે તરફ લક્ષ રાખતાં વખત નકામો જાય એ મ્હોટામાં મ્હોટો ઉદ્યોગ છે.

એમ ન સમજવું કે આવે વખતે જીવ આળસુ રહે છે. એ કે તે પ્રવૃત્તિ કરતો નથી તોપણ તે વખતે

અંદરનો પવિત્ર આત્મા કામ કરે છે. વળી તે તદ્દન નિષ્ક્રિય રહેતો નથી, કારણકે તે કામ તો કરે છે પણ તે કામ આધ્યાત્મિક રીતે થાય છે, સરળ રીતે થાય છે; તે પ્રેરણાત્મક હોય છે. ભગવાન તરફ લક્ષ રાખવું, તેની નજીક જવું, તેની અંદરના આદેશ પાળવા, તેની દૈવી અસર મેળવવી, અંદરના કેન્દ્રમાં તેની સેવા કરવી, પ્રેમભાવથી તેને નમન કરવું, આપણા કલ્પિત ભાવો કે જે પ્રાર્થનામાં આવતા હોય તેને તજવા અને તેને તુચ્છ ગણી નમ્રતાથી મોહ જીતવો: આ બધાં ખરાં કર્મ છે. તે સરળ હોય છે, અધ્યાત્મિક હોય છે, સામાન્ય દૃષ્ટિએ ન દેખાય એવાં હોય છે કારણકે આવે વખતે આત્માની પ્રેરણા ઘણી શાંતિથી ચાલુ રહે છે.



# પ્રકરણ ૧૦ મું

## અંધકાર.

અંધારૂં બે જાતનું છે: એક દુઃખમય અને બીજું સુખમય. પહેલા પ્રકારનું અંધારૂં પાપમાંથી ઉત્પન્ન થાય છે. તે રસ્તે જે માણસો જાય છે તે દુઃખી થાય છે. બીજા પ્રકારનુ ભગવાન જીવની અંદરજ ઉત્પન્ન કરે છે કે જેથી તે જીવ પોતાના સ્વરૂપમાં સ્થિર થાય. આ ભાવ અંતે સુખમય છે. કારણકે તે જીવને તેજસ્વી કરે છે, દૃઢ કરે છે, અને જ્ઞાન આપે છે. તેટલા માટે તારે તારા આત્માને દુઃખી કરવો નહિ એટલે કે ભગવાન નથી મળતા એમ જાણી નિરાશ થવું નહિ. પહેલું થોડું જ્ઞાન હતું તે પણ જતું રહ્યું તેને માટે મુંઝાવું નહિ, પણ ઉલટું તે વખતે પ્રાર્થના ચાલુ રાખવી: એમ માનીને કે આવા ચિન્હથી ભગવાન પોતાની અનંત કૃપાથી અંદરને રસ્તે લઈ જઈ તને અંતે સુખમય સ્વર્ગમાં મૂકવા ઇચ્છે છે. અરે! જો તું છેવટ સુધી શાંત રહી શકે, તેને શરણ રહી શકે, પૂર્ણ

સત્ય, તેજ, અને આધ્યાત્મિક લાભના સાધનરૂપ થઇ શકે તો તું કેવો સુખી થાય?

તેથી એમ સમજ કે સરળમાં સરળ, પૂર્ણમાં પૂર્ણ અને સહીસલામત રસ્તો અંધારાનો છે. કારણકે તે જગાએ ભગવાન પોતે પ્રવેશ કરે છે. ભગવાને અંધારૂં પોતાને રહેવાની ગુપ્ત જગ્યા માટે બનાવેલ છે. તેથી ઉત્તમ તેજ કે જે ભગવાન જીવમાં રેડે છે તે વધે છે. તેમાંથી જ્ઞાન અને પ્રેમ ઉત્પન્ન થાય છે, તેથી જીવભાવ નષ્ટ થાય છે, અને જે કલ્પનાઓ ભગવાનને સમજવામાં આડી આવે છે તે શમી જાય છે. આવા સાધનથી ભગવાન જીવને અંદર દોરે છે અને પ્રાર્થનામાં* દૃઢ કરે છે. આવા સાધનથી ભગવાન તેની ઇંદ્રિયો અને વાસનાઓ કે જે તેની પ્રગતિને અટકાવે છે તેનો નાશ કરે છે.

માટે અંધકારનો ઉપયોગ સમજ અને તેને ભેટ. અંધકાર વખતે એમ શ્રદ્ધા રાખ કે તું ભગવાનની

* આ પુસ્તકમાં જ્યાં 'પ્રાર્થના' શબ્દ વપરાએલ છે ત્યાં 'શ્રદ્ધાવાળી નિર્વિકલ્પ સ્થિતિ' સમજવાની છે.

નજીક છો, તેની હાજરીમાં છો. પણ આ બધું તારે મધુર, શાંત, ધ્યાનથી કરવું જોઇએ. કાંઇ જાણુવાની ઇચ્છા કર નહિ, કોઇ લાગણીને શોધ નહિ, સકામ ભક્તિ છોડ, ભગવાનની જે ઇચ્છા હોય તેજ માત્ર કર; નહીતર તારી આખી જીંદગીમાં માત્ર ચક્કરમાંજ ભમ્યા કરીશ અને પૂર્ણતા તરફ એક ડગલું પણ આગળ વધી શકીશ નહિ.

---

# પ્રકરણ ૧૧ મું

## ભગવાનની ક્રિયા.

જેમ જેમ દૃઢતાથી તું તારી વાસનાઓ મૂકીશ, અને પૂર્ણતા તરફ આગળ વધી ભગવાન સાથે જોડાઇશ તેમ તેમ ભગવાન પોતાનો હાથ તારાં દુષ્કૃત્યો દૂર કરવામાં, ખોટી ઇચ્છાઓ દાબવામાં, દંભ, અભિમાન, દર્પ અને બીજા છુપા દોષ કાઢવામાં વાપરશે. જે દોષ તું જાણતો નથી પણ જે તારા આત્મામાં સાથેજ રહેતા હોય છે અને જે ભગવાન સાથે એક થવામાં તને વિઘ્નકર્તા હોય છે તે તે દૂર કરશે.

બહારના તપથી અને શરીરને દુઃખ આપી શરણ થવામાં તું ગમે તેટલી મહેનત કર તોપણ જ્યાંસુધી ભગવાન તને શુદ્ધ કરી પોતાને રસ્તે ન દોરે ત્યાંસુધી આ સુખી દશા તને પ્રાપ્ત થશે નહિ, કારણ કે તારી અંદર ગુપ્ત દોષો કેટલા રહ્યા છે તેની તેનેજ ખબર છે. જો તું કાયમ ઉત્સાહ રાખીશ તો તે તારા ભાવ, આસક્તિ અને ક્ષુદ્રલાભની લાલચમાંથી તને છોડાવશે;

એટલુંજ નહિ પણ (તેને પોતાને યોગ્ય લાગશે તે સમયે) સિદ્ધિ અને ચમત્કારો, અંદરની ઉર્મિઓ, તથા બીજી અનેક શક્તિઓ કે જેના ઉપર જીવ આસક્ત થાય છે તેવી શક્તિઓથી પણ તને છૂટો કરશે.

આ બધું કામ ભગવાન તારી અંદર દુઃખ અને અંધારૂં ઉત્પન્ન કરી કરશે. જો તું છૂટથી તેને શરણ રહીશ તો તારે માત્ર એટલુંજ કરવાનું કે તેની ઇચ્છાને શરણ રહેવું. તારી ઇચ્છાએ ચાલવાનું છોડવું અને જેમ ભગવાનની તને બહારથી અને અંદરથી દોરવવાની ઇચ્છા હોય તેમ ચાલવું અને તૈયાર રહેવું. કારણ કે બહારનાં તપથી શરીરને દુઃખ દઇ તું ભગવાનની અસર લેવાને લાયક થતો નથી, પણ અંદરથી અને બહારથી જે દુઃખ ઉત્પન્ન થાય તે નમ્રતાથી. શાંતિથી અને ધીરજથી સહન કર.

જે છોડ પોતાની મેળે ઉગે છે તેના કરતાં જે છોડ ખેડુત પોતે વાવે છે તેના ઉપર તે વધારે ધ્યાન આપે છે. કારણકે, પહેલા પ્રકારના છોડ ઋતુ પ્રમાણે પાકતા નથી. તેવીજ રીતે જે ગુણ ભગવાન પોતે જીવની અંદર મૂકે છે તેની ભગવાનને વધારે કિંમત

રહે છે. શરત એટલીજ કે જીવે પોતાનું જીવપણું તુચ્છ સમજવું જોઇએ; અને શાંત રહી, પોતાના અંદરના કેન્દ્રમાં સ્થિર થવું જોઇએ. પોતાને પોતાની ઇચ્છાથી અને બુદ્ધિથી જે પ્રાપ્ત કરવા ઇચ્છા થાય અને જે મળે તેના કરતાં ભગવાન જે આપે તે વધારે કિંમતી હોય છે. તેથી તારી ફરજ એ છે કે તારૂં હૃદય કોરા કાગળ જેવું કરવું, કે જેના ઉપર ભગવાનનું જ્ઞાન તેની ઇચ્છા પ્રમાણે અક્ષર લખે અરે! કલાકના કલાક સુધી તારો જીવ પ્રાર્થનામાં રહે, મુંગો રહે, શરણ રહે, નમ્ર રહે, કંઇ પણ ક્રિયા વગર, જ્ઞાન વગર, જાણ્યા વગર, ઇચ્છા અને પ્રયત્ન વગરનો રહે તેમાં કેટલો લાભ છે?



# પ્રકરણ ૧૨ મું

## ભગવાનની ક્રિયા (ચાલુ).

તારો પુરુષાર્થ નવી જાતનો થવો જોઇએ. ભગવાન અંદર જે શુભ પ્રેરણા કરે તેને અનુમતિ આપવી. તે તારા દોષ કાઢી તને શુદ્ધ કરે તેવી રીતે રહેવું. તેજ રીતથી તારાં અજ્ઞાન અને અંધકાર નાશ પામશે. છતાં એટલું સમજી લેવું કે તને કદાચ દિલગીરીના કડવા સમુદ્રમાં ડૂબવું પડે, અંદરનાં અને બહારનાં દુઃખ સહન કરવાં પડે કે જે દુઃખ તારા આત્માના અત્યંત અંદરના ભાગમાં કષ્ટ આપે, તોપણ સહન કરવાં. તારા મિત્રો કે જેની મદદની તું આશા રાખતો હતો તેનાથી તારે છૂટા થવું પડશે. તારી બુદ્ધિ એટલી મુંઝાઇ જશે કે તું વાતચીત પણ કરી શકીશ નહિ અને ભગવાન સંબંધી સારો વિચાર પણ કદાચ તને આવશે નહિ. સ્વર્ગ તને પિત્તળ જેવું લાગે; તેમાંથી તને કંઇ તેજ મળે નહિ; તેમજ થઇ અગાઉની સાધનામાં તેજ અને ભક્તિ જે તને આશા આપતાં હતાં તેના વિચાર પણ તને હવે આરામ આપે નહિ, તોપણ શ્રદ્ધા રાખ.

અદૃશ્ય દુશ્મનો ખોટા વ્યવહારથી, ખોટી સૂચનાઓથી, ખરાબ વિચારથી તારી ઉપર હુમલો કરશે, ધીરજ છોડવાનું કહેશે. અભિમાન, ક્રોધ, ધિક્કાર વિશે, ભગવાનના નામ વિશે, તેની આજ્ઞા સંબંધમાં, તેના ચમત્કાર સંબંધમાં ખોટા ખ્યાલ ઉપજાવશે; તું તને બહુ હલકો સમજીશ, તને તારા ઉપર કંટાળો આવશે. ભગવાનની વાતો સંબંધમાં પણ રસ નહિ પડે, તારી સમજણમાં અંધારૂં અને અજ્ઞાન દેખાશે, હૃદયમાં શૂદ્રતા, ગભરાટ થશે. તું એટલો બધો નબળો થઇ જઇશ કે એક તણખલું પણ તને મોટા ઘડ જેવું લાગશે. તારી નિરાશા એટલી બધી વધશે કે, તને એમ લાગશે કે તારે માટે ભગવાન નથી, અને તને સારી ઇચ્છા રાખવાનો પણ હક્ક નથી. વ્યવહાર અને પરમાર્થની બે દિવાલો વચ્ચે હમેશાં દુઃખ લાગ્યા કરશે અને તેમાંથી છૂટવાની આશા પણ દેખાશે નહિ.

પણ બી નહિ. આ બધું તારી શુદ્ધિ માટે જરૂરનુ છે કે જેથી તું પોતે તને કિંમત વગરનો સમજી શકે, અને જે ખોટા સુખમાં મમતા રહી હોય તેના ઉપર તને વૈરાગ્ય આવે. જ્યાંસુધી ભગવાન પોતે

પોતાને રસ્તે તને આવાં અંદરનાં દુઃખ આપી શુદ્ધ ન કરે ત્યાંસુધી તું ગમે તેટલી મહેનત કર તોપણ તારી ઇંદ્રિયો તારાથી જીતી શકાશે નહિ તેમજ એક ડગલું પણ આગળ વધી શકાશે નહિ; તેમજ પૂર્ણતા પ્રાપ્ત થવા માટે સત્ય તેજ મળશે નહિ. તું પગલે પગલે અટકી જઇશ, મધુર સુખ અને શાંતિ તને તારા પ્રયત્નથી મળશે નહિ.



# પ્રકરણ ૧૩ મું

## મોહ.

આપણો પોતાનો સ્વભાવ એટલો હલકો છે, તેમાં એટલાં દંભ અને અભિમાન છે, પોતાનીજ ઇચ્છાઓથી તે એટલો ભરપૂર છે અને પોતાનાજ મત અને વિચારોનો એટલો બધો આગ્રહ રાખે છે કે, જો તેના ઉપર મોહનું વિઘ્ન થાય નહિ તો તેને સુધારવાનો ઉપાય પણ રહે નહિ.

ભગવાન આપણું દુઃખ અને ખોટા ખ્યાલ જોઇને આપણા ઉપર અનુગ્રહ કરે છે. મોહના પ્રસંગોથી, ધીરજ ખૂટે એવા દુઃખમય ખ્યાલોથી, અભિમાનથી, એશારામથી, ક્રોધથી, કંકાસથી અને નિરાશાથી તથા એવા બીજા આસુરી ભાવોથી આપણી શ્રદ્ધાની સામે હુમલો થાય, અને જીવને દુઃખ થાય તેવું તે થવા દે છે, કે જેથી આપણે આપણને જાણીએ અને નમ્ર થઇએ. આવા ભયંકર મોહથી તે પરમ કૃપાળુ પરમાત્મા આપણો અહંકાર નરમ કરે છે અને તે દૂર કરવા આવી કિંમતી દવા આપે છે.

## મોહ.

આપણી બધી નીતિ માત્ર બગાડેલું કપડું છે, કારણકે તેમાં અહંકાર, દંભ અને અભિમાન ભરેલાં હોય છે. તેથી તેની શુદ્ધિ માટે દુઃખ અને મોહ જરૂરનાં છે, કે જેથી તે સ્વભાવ પવિત્ર થઇ પૂર્ણ બને અને ભગવાનની દૃષ્ટિએ માન્ય થાય.

તેથી જે જીવનો મોક્ષ થવાનો હોય, અને ભગવાનના અનુગ્રહને જે પાત્ર હોય તેને ભગવાન મોહજાળમાં નાખી શુદ્ધ કરે છે. અહંકારનો કાટ, અભિમાન, દંભ વગેરે દૂર કરી તેને સારો કરે છે. દુઃખ આપી તેને નમ્ર, શાંત અને દીન બનાવે છે. તેજ રસ્તે તેનું હૃદય શુદ્ધ થાય છે કે જેથી અંતે તેનાં બધાં કામો શુદ્ધ અને અમૂલ્ય બને.

ઘણા જીવો જ્યારે આવા દુઃખમાં આવી પડે છે ત્યારે મુંઝાય છે, શાંતિ ખોઇ બેસે છે, તેઓને એમ લાગે છે કે આ જીવનમાં તો તેમને માટે હમેશનું દુઃખ રહેલું છે, અને જો ભૂલથી કમનસીબે અનુભવ વિનાના ગુરૂ પાસે જઇ ચડે તો આરામ મળવાને બદલે તે ગુરૂ તેને વધારે ગોટાળામાં અને મુંઝવણમાં મૂકી દે છે.

તેથી જો તારે અંદરની શાંતિ ખોવી ન હોય તો શ્રદ્ધાથી સમજ કે જ્યારે ભગવાન તને નમ્ર બનાવે છે, જ્યારે દુઃખ આપી કસોટી કરે છે ત્યારે તારા ઉપર કૃપા કરે છે. આવે રસ્તેજ જીવને પોતાનું જ્ઞાન થાય છે. પોતાને હલકામાં હલકો, અને બધાથી તુચ્છ સમજી પોતાના સ્વભાવને ધિક્કારે છે. અરે! જો જીવ શાંત રહી શ્રદ્ધાથી આટલું સમજે કે આ બધા મોહ અને વિઘ્ન આસુરી સ્વભાવથી આવેલા છે, પણ ભગવાન-ને હાથે મળેલા છે, પોતાના આત્માના લાભ માટેજ તેણે મોકલેલા છે તો તે કેવા સુખી થાય?

પણ તું એમ કહીશ કે, એ કંઇ અસુરનું કામ નથી, પણ એતો તારા પાડોશીનો અથવા સગાનો દોષ છે. પણ આ બીજી રીત છે, કે જેથી ભગવાન તે દુઃખનું પરિણામ તને આપે છે. તારી ધીરજથી તું સુધર એમ ભગવાન ઇચ્છે છે.

તને કોઇ માણુસ દુઃખ આપે છે તેમાં બે હેતુ રહેલા છે. એક તો તે માણુસનું પાપ અને બીજું તારૂં દુઃખ. તે માણુસનું પાપ કરાવવા ભગવાનની

ઇચ્છા હોય નહિ; જો કે તે ભગવાનને પસંદ નથી તોપણ તે અનુમતિ આપે છે અને તેનું દુઃખરૂપ ફળ તેની ઇચ્છાથીજ તારા લાભ માટેજ તને પ્રાપ્ત થાય છે. તેથી ભગવાન તરફથી તે તને મળે છે એમ સમજવું જોઇએ.

જીસસ ક્રાઇસ્ટનુ મરણ બીજા લોકોના દુષ્કૃત્યથી થયું હતું, છતાં તેના મરણમાં માણસોના ઉદ્ધારનો ઉપાય ભગવાનને લાગ્યો હતો.

તારા જીવના ભલા માટે બીજાના દોષનો ભગવાન ઉપયોગ કરે છે તે તું સમજ. અરે! ભગવાનની કૃપા કેટલી મોટી છે? તેની ઉંચાઇ કોણ માપી શકે? તેના વિચિત્ર ઉપાયો, છુપા રસ્તા, કે જેથી જીવને માર્ગ મળે છે તે કેટલા સારા છે? તે રસ્તેજ ભગવાન જીવને શુદ્ધ કરી, તેનો સ્વભાવ ફેરવી તેને દેવ બનાવે છે.



# પ્રકરણ ૧૪ મું

## મોહ (ચાલુ).

પરમાત્મા જીવની અંદર નિવાસ કરે એટલા માટે એ જરૂરનું છે કે જીવ શુદ્ધ અને નિર્દોષ રહેવો જોઇએ. તેથીજ ભગવાન ભયંકર અને દુઃખદાયક મોહની ભઠ્ઠીમાં નાખી, સોનાની માફક, જીવને શુદ્ધ કરે છે. જીવને જ્યારે દુઃખ અને વ્યાકુળતા થાય છે, ત્યારે તે જેવી ભક્તિ કરે છે અને શ્રદ્ધા રાખે છે, તેવી તે બીજે વખતે રાખતો નથી. શંકાઓ ઉત્પન્ન કરી ભગવાન તેનો પ્રેમ સુધારે છે.

જીવમાં ભક્તિનું જે પરિણામ આવે છે, તેનાથી આ બાબત સ્પષ્ટ થાય છે. તે વખતે ભગવાનનો મહિમા અને તેનું સર્વશક્તિમાનપણું અને જીવની નિર્બળતાનો અનુભવ થાય છે. બધાં જોખમ અને ભયથી ભગવાન જીવને મુકત કરશે એવી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને તે શ્રદ્ધા એટલી બધી વધે છે કે તેને એમ લાગે છે કે બધાં દુઃખ ખમવાની શક્તિ પણ ભગવાનજ આપે છે. કારણકે કેટલીક વખત દુઃખ એટલા જોરથી

આવે છે કે તેના પોતાના સ્વભાવથી તો તે પા કલાક પણ સહન થઇ શકે નહિ. તેથી તારે એમ સમજવું કે મોહ પણ સુખનુંજ કારણ છે. જેમ જેમ તેનો હુમલો વધશે તેમ તેમ તારે દીલગીર થવાને બદલે શાંતિ રાખવી જોઇએ અને આ કૃપાને માટે ભગવાનનો ઉપકાર માનવો જોઇએ. આ બધા મોહ અને ખરાબ વિચારોમાં તારે જે ઉપાય રાખવો જોઇએ તે એ છે કે તારે તેના તરફ બેદરકાર રહેવું. આસુરી ભાવ તરફ બેદરકારી અને વિઘ્નો વખતે તે તરફ તુચ્છકાર બુદ્ધિ રાખવાથી તે નરમ પડે છે. તેથી તું જાણે કે તેને જોતોજ નથી તેમ વર્તવું, ચિંતા વગર શાંતિ રાખવી, બુદ્ધિના તર્ક અને સંકલ્પ વિકલ્પ છોડવા. જે તને છેતરવા તૈયાર છે, તેની સામી દલીલ કરવી ભયંકર છે.

સાધુઓ પવિત્ર થયા પહેલાં આવા મોહમાંથી નીકળે છે. જેમ સાધુ મોટો તેમ તેની કસોટી પણ મોટી. પવિત્ર અને પૂર્ણ થયા પછી પણ ભગવાન તેઓને મોહના દેશમાં મૂકે છે કે જેથી તેઓની શ્રદ્ધા વધે, અભિમાન ઘટે, મોહમાં ન ફસાતાં દૃઢ રહી

શકે, નમ્ર રહી શકે, અને પોતાની સ્થિતિ સંભાળી શકે.

છેવટે તારે એમ સમજવું કે મોહ વગર રહેવું એપણ એક જાતનો મોહ છે. તેથી જ્યારે મોહનો વિક્ષેપ લાગે ત્યારે તારે ખુશી થવું, સેવાભાવ રાખવો, શાંતિ રાખી હમેશાં મોહની સામે થવું. કારણકે જો તારે ભગવાનની સેવા કરવી હોય અને અંતરાત્માની શાંતિનો અનુભવ મેળવવો હોય તો તારે મોહના માર્ગમાંથી નીકળવુંજ પડશે. મજબૂત બખ્તર પહેર, ભયંકર અને ઘાતકી લડાઇમાં ઉતર, બળતા અગ્નિમાં પડી પવિત્ર થા, તને શુદ્ધ કર અને નવો બન.



# પ્રકરણ ૧૫ મું

## અંદરની સાધના.

અંતર્મુખ વૃત્તિ એટલે ભગવાનની હાજરીમાં શ્રદ્ધા અને મૌનવૃત્તિ. તારે તેની હાજરીમાં પ્રેમથી અંતર્મુખ થવાની ટેવ પાડવી, ભગવાનને શરણ રહેવું તેની સાથે એક થઇ રહેવું, દીનતાથી અને નમ્રતાથી તારા પોતાના આત્મામા તેને જોવો. તે નિરાકાર, નિરંજન, નિર્ગુણ, અને અરૂપ છે. તેનો અનુભવ લેવો. પ્રેમ અને અંધ શ્રદ્ધાથી, પૂર્ણતા અથવા ગુણના ખ્યાલ વગર તેની શાંતિ લેવી.

ત્યાં નિષ્કામ ભાવથી, ભગવાન તરફ પ્રેમથી, સાચા હેતુથી તથા સાચા દર્શનથી તેની સાથે તને રહેવાનું મળશે. તું તેના હાથમાં તને મૂકી દે, કે જેથી તે તેની મરજી અને ઇચ્છા પ્રમાણે તારો ઉપયોગ કરે તારા પોતા વિષે વિચાર છોડ, પૂર્ણતાના પણ વિચાર કર નહિ. બધી ઇંદ્રિયોને બાદ કર, કેવળ તારા ભલા માટે ભગવાનમાં શ્રદ્ધા રાખ. જીવનના વ્યવહારની

ચિંતા છોડ, તારી શ્રદ્ધા શુદ્ધ કર, કલ્પનારહિત, આકારરહિત, સમજણરહિત, સ્પષ્ટ જોવાની ટેવ વગરની વૃત્તિ રાખ.

એક ભકતે આખી રાત ભગવાનના વિરહમાં ગાળી અને સવારે ભગવાને તેને સુખી કર્યો. તેથી જીવે પ્રયત્ન વગરના થવું, અંદરની મુશ્કેલીઓની સામે થયા વગર તે સહન કરવી; જ્યાંસુધી અંદરનો સૂર્ય ઊગે નહિ, અને ભગવાન તેનો પોતાનો આનંદ આપે નહિ ત્યાં સુધી તિતિક્ષા રાખવી.

અંદરને રસ્તે તારો જીવ ભગવાનને શરણ કર્યા પછી તરતજ બધી ખરાબ વાસનાઓ તારી સામે હુલ્લડ કરશે. કારણકે બહારને રસ્તે હજાર સાધક ચાલતા હોય તેના કરતાં અંદરને રસ્તે એક જીવ જતો હોય તેને અંદરના શત્રુઓ સાથે વધારે યુદ્ધ કરવું પડે છે. કારણકે શત્રુ જાણે છે કે તે જીવ અનંત લાભ લઇ જાય છે.

તારી અંતર્મુખ વૃત્તિ વખતે, એટલે જ્યારે અંતર આત્મામાં શાંતિ અને શરણ ભાવ હશે તે વખતે, તારા નાલાયક વિચારો અને દુઃખમય કલ્પના-

ઓની ભગવાન વધારે કદર કરશે. સારા હેતુ અને ઉંચા વિચારની કદર કરશે નહિ. વિચાર કાઢવાનો તારો પ્રયત્ન તને વિઘ્ન કરશે અને તને વધારે ચિંતામાં નાખશે. તે વખતે શાંતિથી તેમને ધિક્કારવાં, તારી પોતાની નબળાઇ સમજવી, તારી બધી મુશ્કેલીઓ ભગવાનને અર્પણ કરવી, એ કામ જરૂરનું છે.

જોકે વિચારનું દુઃખ દૂર ન થાય, તેજ ન મળે, આરામ અને આધ્યાત્મિક ભાવ ન આવે તોપણ દુઃખી થઇ અંતર્મુખવૃત્તિ છોડવી નહિ; કારણ, બહાર વૃત્તિ ફેરવવી તે દુશ્મનની જાળ છે. તેથી દૃઢતાથી શરણભાવ રાખ, ધીરજથી સહન કર, ભગવાનની હાજરીમાં ખંત રાખ, એવી જાતની સાધનાથી તારા જીવને અંદરનો ઘણો લાભ થશે.

શું તને એમ લાગે છે કે, તું અંદરની પ્રાર્થનાને અંતે નિરાશ થઇ જઇશ ? એમ થાય તેથી શું તારી સાધના ખોટી હતી ? અને તેનું કંઇપણ ફળ તને મળ્યું નથી ? તેમ માનવું ખોટું છે. ખરી પ્રાર્થનાનું ફળ ભગવાનનુ તેજ ભોગવવામાં નથી, આધ્યાત્મિક વાતોનું જ્ઞાન લેવામાં નથી, તે અનુભવ તો પૂર્ણતા વગરના

કલ્પિત વિચારોમાં પણ રહેલ છે. પ્રાર્થનાનું ફળ ધીરજથી, શ્રદ્ધાથી, અને મૌનથી સહન કરવામાં રહેલું છે. ભગવાનની હાજરીમાં તું છો એમ શ્રદ્ધા રાખ, તારૂં હૃદય શાંતિથી, શુદ્ધ મનથી, તેના તરફ ફેરવ. આવી જાતના ઉત્સાહથી તારી સાધના અને સ્વભાવ જેવાં જોઇએ તેવાં થશે, અને તને અનંત પ્રકારનું ફળ મળશે.

અંતર્મુખવૃત્તિ રાખતી વખતે અંદરનું યુદ્ધ તો થશેજ, કારણકે ત્યાં તારી બુદ્ધિ ખોવાઇ જશે તું પ્રયત્ન વગરનો, નમ્ર, નિરભિમાની થઇ રહીશ. વળી અદૃશ્ય શત્રુઓ તને વારંવાર સૂચનાઓ આપી તારા ઉપર હુમલા કરશે, અને તને દુઃખ દેશે. કુદરત પણ તને વિઘ્ન કરશે, કારણકે તે આત્માની શત્રુ છે, વાસનાત્મક સુખ જવાથી તું નબળો પડીશ, દિલગીર થઇશ, કંટાળી જઇશ, તને સાધનામાં દુઃખ લાગશે, અંતર્મુખવૃત્તિ કરવી તને મુશ્કેલ જણાશે, અંતર્મુખ થવાની ઇચ્છા મૂકવાની વૃત્તિ થશે, કારણકે વિચારો ગભરાવશે, શરીર આળસુ બનશે, સૂઇ જવાનું મન થશે, ઇંદ્રિયોને દાબવી મુશ્કેલ લાગશે, એવાં દરેક રીતનાં

તને વિઘ્નો નડશે; છતાં, આવાં યુદ્ધમાં પણ તારી દૃઢતા કાયમ રાખી શક તો તું ખરો સુખી છો એમ માનવું.

મહાન ધર્મગુરુઓ પોતાના અનુભવથી આ બધું સાબીત કરી આપે છે. તેઓ કહે છેઃ—

"ઘણા વિચારોનું દુઃખ ધીરજથી સહન કરવું, અયોગ્ય કલ્પનાઓ, ખોટી ઇચ્છાઓ, નિરાશા અને વિયોગનુ દુઃખ, શરીરની પરાધિનતા, વગેરે સહન કરવા જરૂરના છે."

કેટલાક માણસોને આ રસ્તો નિરસ લાગે છે. પણ જો ધીરજથી તે સહન થાય તો બહુ લાભ આપે છે. જેઓ પશ્ચાતાપ પામ્યા વગર આવાં દુઃખ સહન કરે છે તેઓ અંતે ઘણો લાભ મેળવે છે. અંતર્મુખ વૃત્તિ થાય તે વખતે અસુર ઘણા ભયંકર વિચાર આપી ગભરાવે છે, અંદરના મધુર અને દૃઢ ભાવથી દૂર કરે છે, ભયંકર દેખાવ આપે છે, એવા હેતુથી કે છેવટે આવી સાધનામાં દુઃખ માનીને જીવ તે છોડી દે.

એક મહાત્મા કહે છે કે ખોટા વિચાર અને કલ્પનાઓથી સાધક ઉપર અસુર હુમલો કરી તેના વિચાર લઇ લે છે, આડા વિચારમાં તેને ખેંચી જાય છે. ત્યાર પછી તેના હૃદય ઉપર હુમલો કરે છે. પણ આવું દુઃખ ભોગવવું તે પ્રાર્થનાનું નાનું ફળ નથી. આ વખતે પોતાને ભગવાનની સેવામાં અર્પણ કરવાનો પ્રસંગ મળે છે, મોહના અગ્નિમાં બળવાનો વખત મળે છે. દુઃખ કેમ ભોગવવું, મોહ અને વિચાર કેમ સહન કરવા તે ભગવાન આપણને આવી રીતે શીખવે છે. જો આપણે તે મોહને અનુમતિ ન આપીએ તો બમણો લાભ થાય છે.

જેમ જેમ તું આવો પ્રયત્ન કરીશ, ખોટા વિચાર શાન્તિથી છોડીશ, તેમ તેમ ભગવાન ઘણા પ્રકારનુ ફળ તારા માથા ઉપર મૂકશે. જો કે તને એમ લાગશે કે તું કંઇ કરતો નથી તોપણ તારે નિરાશ થવું નહિ. અંતરાત્મામાં દૃઢતાથી અને નિશ્ચયથી સારી ઇચ્છા રાખવી. તે ભગવાનને બહુ ગમે છે. વાસના કે ખોટી આશા સિવાય અંતર્મુખી થઇ રહેવું. તે નકામો વખત ગયો એમ માનવું નહિ. તે લાભનો વખત છે.

આપણે તે વખતે લાભની આશા વગર ભગવાનના અનુગ્રહ માટે પ્રયત્ન કરીએ છીએ. જો કે એમ લાગે કે આપણી મહેનત નકામી ગઇ તો પણ ખરેખર તેમ હોતું નથી. જેમ ખેડુતના છોકરાઓ બાપની આજ્ઞા નીચે આખો દિવસ મહેનત કરે છે અને સાંજે એટલે આખા દિવસના કામને અંતે કંઇ રોજી લેતા નથી તો પણ વર્ષની આખરે તેઓને જોઇતું ફળ મળે છે.



# પ્રકરણ ૧૬ મું

## અંદરની સાધના (ચાલુ).

જે માણસ વધારે કામ કરે છે, જે વધારે લાગણી રાખે છે, જે વધારે પ્રેમ બતાવે છે, તેને ભગવાન ચાહતા નથી; પણ જે માણસ વધારે સહન કરે છે, જે શ્રદ્ધા અને ભાવથી પ્રાર્થના કરે છે અને એવું માને છે કે પોતે ભગવાનની હાજરીમાં છે, તેના ઉપર ભગવાન પ્રેમ કરે છે. એટલું ખરૂં છે કે જીવભાવ-વાળી પ્રાર્થના છોડવી તે જીવને મોત જેવું લાગે છે; પણ ભગવાન તેથી ખુશી થાય છે. જો તે જીવ શાન્ત અને શરણ રહે તો તેની શાન્તિમાં ભગવાન હાજર રહે છે. તે વખતે વાણીથી પ્રાર્થના કરવી નહિ, કારણકે વાણી ગમે તેવી સારી અને પવિત્ર હોય તો પણ તે વખતે તે વાપરવી એ મોહ છે. એવા મોહથી અસુર એવું બતાવે છે કે ભગવાન તારા હૃદય સાથે બોલતા નથી; કારણકે તને અંતરાત્માનો અનુભવ નથી, અને વાણીથી તું વખત નકામો ગાળે છે. ભગવાનને ઘણા શબ્દો જોઇતા નથી પણ હૃદયની

શુદ્ધતા જોઇએ છે. તેને મ્હોટામાં મ્હોટો સંતોષ ત્યારે થાય છે કે જ્યારે જીવ મૌન રહે, 'જીજ્ઞાસુ રહે, નમ્ર, શાન્ત, અને શરણુ રહે. તેથી તું આગળ વધ, અંત સુધી શ્રદ્ધા રાખ, તારી શાન્તિ ટકાવી રાખ. જ્યારે કંઇ પણ લાગણી નહિ હોય ત્યારે તને એવું બારણું દેખાશે કે જેમાંથી નીકળી તું તારા દીન ભાવમાં દાખલ થઇશ, તું કંઇ નથી એમ જાણીશ. તું કંઇ કરી શકતો નથી, એક પણ સારો વિચાર તારામાં આવી શકતો નથી, એમ તું જાણીશ ત્યારે તે અનુભવ તારા માટે સારો છે એમ સમજવું.

કેટલા માણસોએ આવી શ્રદ્ધાની પ્રાર્થનાવાળી સુખી સાધના કરી હશે, અને અંતર્મુખ વૃત્તિ રાખી હશે, અને કેટલાએ એવી માન્યતાથી તે ભાવ છોડયો હશે કે તેઓને કંઇ સુખ મળતું નથી, તેઓનો વખત નકામો જાય છે, તેઓના વિચાર તેઓને વિક્ષેપ કરે છે આવી પ્રાર્થના તેઓને માટે નથી. કારણકે ભગવાનને વિચારમાં લાવી શકાતા નથી તેમજ વાતચીતમાં પણ લાવી શકાતા નથી. તે વખતે તેઓએ શ્રદ્ધા, ધીરજ અને મૌન રાખવાં જોઇતાં હતાં. આ વિના

સ્વાર્થી સુખની પાછળ પડવા જેવું છે, પોતાના અહં-કારમાં તણાવા જેવું છે. વિચારથી અને વાણીથી જીવ પોતાનેજ શોધે છે, ભગવાનને નહિ; કારણકે ગુણ દોષનો વિચાર કરી તેઓ થોડું દુઃખ પણ સહન કરી શકતા નથી. પણ જો ભગવાન પ્રતિ જરા પણ પૂજ્ય-ભાવ રાખે તો નિરસ ભાવ વખતે પણ તેઓને હમેશાનું ફળ મળે છે.

શરીરનું દુઃખ થાય તેવી સાધના કરવી, જાડાં કપડાં પહેરવાં, ઉગ્ર નિયમ રાખવા, લાકડાના પાટીયા ઉપર સુવું તેના કરતાં ઇંદ્રિયોનો પ્રત્યાહાર કરી નમ્રતાથી અને શરણભાવથી તથા શ્રદ્ધાથી ૦। કલાક પણ પ્રાર્થના કરવી તે જીવને માટે વધારે લાભકારક છે. કારણકે આ બધા નિયમ દેહને દમવાનાં સાધન છે પણ અંતર્મુખ વૃત્તિથી આત્મા પવિત્ર થાય છે. મ્હોટી યાત્રાએ જવા કરતાં એક કલાક પણ શાન્તિથી અને ભક્તિથી ભગવાનની પ્રાર્થના થાય તે ભગવાનને વધારે પસંદ છે. કારણકે પ્રાર્થનામાં તે પોતાનું ભલું કરે છે અને જેને માટે પ્રાર્થના કરે છે તેનું પણ ભલું કરે છે. તેથી ભગવાન પ્રસન્ન થાય છે, તેનો અનુગ્રહ મળે છે.

યાત્રામાં જીવને સામાન્ય રીતે વિક્ષેપ થાય છે, ઇંદ્રિયો વ્યાકુળ થાય છે, ગુણ નબળા પડે છે અને બીજા ઘણાં વિઘ્ન નડે છે.

હમેશની પ્રાર્થનાથી હૃદય હમેશાં ભગવાન તરફ વળેલું રહે છે. અંતર્મુખ વૃત્તિ ટકાવવા માટે બુદ્ધિ કરતાં હૃદયનો ભાવ વધારે જરૂરી છે.

જેમ જેમ જીવ ઇંદ્રિયોને સંતોષ થાય તેવો પ્રેમ માગે છે તેમ તેમ ભગવાન તેનામાં ઓછું સુખ લે છે અને જેમ જેમ જીવ ઇંદ્રિયોનો પ્રેમ ઓછો માગે છે તેમ તેમ ભગવાન તેની અંદર વધારે સુખ લે છે. ભગવાન ઉપર ઇચ્છા દૃઢ કરી વિચાર અને મોહ છોડી ઘણી શાન્તિ રાખવી, તે પ્રાર્થનાની બીજી રીત છે.

કેટલાક એમ કહે છે કે આવી અંતર્મુખ વૃત્તિથી, બહારની વૃત્તિઓ બંધ થઇ જાય છે અને જીવ આળસુ અને શુષ્ક બની જાય છે; આ ભૂલ ભરેલું છે. જેઓને આત્માનો અનુભવ નથી તેઓ આવી વાતો કરે છે. જો કે જીવ યાદશક્તિથી કંઇ કરતો નથી, બુદ્ધિથી કંઇ કરતો નથી, છતાં તેનામાં નવા પ્રકારનો

ભાવ આવે છે કે જેમાં પવિત્ર શ્રદ્ધા રહેલી હોય છે. તેમાં ભગવાનની કૃપાની મદદ રહેલી હોય છે. તે વખતે ઇચ્છાની પાસે ઘણાં કામને બદલે એકજ કામ રહેલું હોય છે; તેથી બુદ્ધિ અને ઇચ્છા એવાં સરળ બને છે, એવાં આધ્યાત્મિક બને છે કે જીવને તેની ખબર પણ રહેતી નથી. તેથી તે તેનો વિચાર પણ કરતો નથી.



# પ્રકરણ ૧૭ મું

## અંદરની શાન્તિ.

જ્યારે પ્રાર્થના એટલે માનસિક સેવા શરૂ થાય ત્યારે પૂર્ણ શરણભાવથી, શ્રદ્ધાથી, જાણે કે ભગવાનની હાજરીમાં બેઠા હોઇએ તેમ ભગવાનના હાથમાં પોતાને સોંપી દેવો. પછી તે પવિત્ર ભાવમાં શાન્તિથી, મૌનથી, સમતાથી રહેવું. તેવી રીતે આખો દિવસ ગાળવો તેવીજ રીતે આખું વર્ષ અને આખું જીવન પણ શ્રદ્ધા અને પ્રેમથી ગાળવું.

ક્રિયાઓ વધારવી નહિ, તેમજ વારંવાર પોતાની બુદ્ધિથી આશાઓ બાંધવી નહિ, કારણ કે તે આધ્યાત્મિક ઇચ્છાની શુદ્ધિને વિઘ્ન કરે છે.

આશાના મધુર વિચાર અપૂર્ણ હોય છે, કારણકે તેમાં સ્વાર્થ રહેલો હોય છે. તેથી તેઓને વારંવાર આવવા દેવા નહિ. કોઇ મિત્રને આપણે કિંમતી ચીજ ભેટ આપીએ તો તેને રોજ એમ કહેવાની જરૂર નથી કે સાહેબ, મેં તમને તે આપી છે, સાહેબ

મેં તમને તે આપી છે; પણ તે તેની પાસે રહેવા દેવી અને તેની પાસેથી પાછી લેવી નહિ. કારણકે જ્યાં સુધી તે પાછી ન લઇએ તેમજ પાછી લેવાની ઇચ્છા ન કરીએ ત્યાં સુધી તે તેને આપેલીજ છે એમજ સમજાય. તેવીજ રીતે એકજ વખત ભગવાનને પ્રેમથી શરણ થઇ ગયા તો વારંવાર શરણ ભાવની ક્રિયા કર્યા વગર અંતરાત્માથી તે ભાવ ચાલુ રાખવો. ભગવાનની મરજી વિરૂદ્ધ તે કિંમતી ચીજ પાછી લઇએ છીએ એવો દોષ દેખાડવો નહિ. આ પ્રમાણે બહારના વ્યાવહારિક કામ કરતી વખતે પણ જીવ ભગવાનની ઇચ્છા પ્રમાણે વર્તે છે અને નિત્ય શ્રદ્ધા-યુક્ત પ્રાર્થનાને રસ્તે ચાલે છે. એક મહાત્મા કહે છે કે જે સારાં કામ કરે છે તે હમેશાં ભગવાનની સેવા કરે છે તેમજ જ્યાં સુધી પોતે અન્યાય નથી કરતો ત્યાં સુધી તેની સેવા ચાલુ રહે છે.

તેથી તારે બહિર્વૃત્તિઓ છોડી જીવમાં સ્થિરતા આણવી જોઇએ. અંતર્મુખ વૃત્તિની ટેવ પાડવી. તેમાં એટલું સામર્થ્ય છે કે માત્ર પ્રાર્થના કરવાની ઇચ્છા થતી વખતેજ જાણે ભગવાનની નજીક જઇ

પડતા હોઇએ એવું લાગે છે. તેજ પ્રાર્થનાની શરૂ-આતનું સાચું સાધન છે. તેજ આવી ઉચ્ચ સાધના ચાલુ રાખવાની રીત છે. તે પ્રમાણે જીવમાં સ્થિરતા આવે છે.

એક સ્રી ભક્ત પોતાના આત્માના અનુભવ આ પ્રમાણે પોતાના ગુરુને લખે છે :—

"હું કંઇ ક્રિયા કરી શકતી નથી છતાં મને એમ લાગે છે કે દૃઢ મનની નિર્મળ અવસ્થા મારામાં આવી છે. મારો આત્મા ઉત્તમ ભાવમાં સરળ એકતા પામે છે. તે પોતાની સાથે એક થવાને પ્રયત્ન કરતો નથી. કારણકે તે પ્રયત્નમાં મુશ્કેલી લાગે છે. તેને એમ લાગે છે કે તે એક થઇ શકે નહિ પણ એક રહી શકે. આવી એકતાનો એક જીવ બીજાને માટે ઉપ-યોગ કરી શકે છે. બીજાને તેની અસર આપી શકે છે. એવા શરણભાવથી કંઇ પણ વિશેષ ઇચ્છા વગર પોતે બધી વસ્તુમાં રહેલ હોય એમ અનુભવ લઇ શકે છે" આનો જવાબ તેના ગુરુએ એવો આપ્યો કે "તેજ ભાવ ચાલુ રાખ, કારણકે ભગવાન શાન્તિમાં રહે છે".

બીજી વખત, તેણીએ તે મહાત્માને આ પ્રમાણે લખ્યું હતું :—

"સરળ ચિંતન, તદ્દન શરણભાવ અને ઇશ્વરમાં પોતાનો લય કરતાં વધારે કંઇ ક્રિયા કરવા જતાં ભગવાન મને ઠપકો આપતા અને કહેતા કે વધારે માગણી કરવી તે તારો અહંકાર બતાવે છે અને તેથી જીવ દોષ પાત્ર થાય છે."

આનુ નામ નિર્દોષ પ્રાર્થના. અંતર્મુખ વૃત્તિ વખતે શું કરવું તેનો ખ્યાલ આ ઉપરથી આવશે. પ્રેમ પવિત્ર અને શુદ્ધ થાય એટલા માટે ઇન્દ્રિયના વિષયની ક્રિયાઓ અને સાધનાઓ બંધ થવી જોઇએ.

જીવે શાન્ત અને મૌન થઇ રહેવું જોઇએ; કારણકે આનન્દ, મધુરતા, વગેરેના ખ્યાલો જેનો જીવને અનુભવ થાય છે તે ખરેખરા આધ્યાત્મિક નથી પણ તેમાં જીવના સ્વભાવનો રસ રહેલો હોય છે. પૂર્ણ પ્રેમ જીવને વિઘ્ન કરતો નથી પણ સાધનામાં ઇંદ્રિયોને મળતું સુખ વિઘ્ન કરે છે.

જો જીવ અંતર્મુખ થઇ પોતાની શૂન્યતામાં રહે, પોતાની ક્રિયા તરફ ધ્યાન ન રાખે તો તે કેટલો

સુખી થાય? પોતાને પોતે યાદ આવે કે ન આવે, પોતે સારો ચાલે કે ખરાબ ચાલે, ક્રિયા થાય કે ન થાય, પોતાથી જોવાય કે ન જોવાય, વિચાર થાય કે ન થાય, કોઇ વિષય તરફ ધ્યાન અપાય કે ન અપાય તોપણ હરકત નહિ. ત્યારેજ બુદ્ધિમાં શુધ્ધ શ્રદ્ધા આવે છે. ઇચ્છામાં કોઇ પણ જાતના વિઘ્ન વગર પૂર્ણ પ્રેમ જામે છે. શુદ્ધ અને નિર્મળ ભાવવાળો પ્રેમ જે રાખી શકે છે તે સુખી છે. ત્યાં તે પ્રભુને સન્મુખ જુએ છે.

કેટલા થોડા જીવ આ પ્રકારની સાચી સાધના કરી શકે છે? જેઓને અંતર્મુખવૃત્તિ અને મૌનની કિંમત નથી તેઓ પોતાના વિચાર અને વાસના છોડતા નથી. તારો જીવ વિચાર વગર પવિત્ર આધ્યાત્મિક શાન્તિમાં જવા દે. તું તારો વિચાર છોડ, મૌન રહે, કોઇ ક્રિયા કે વિચાર કરવાની ઇચ્છા કર નહિ. તને પોતાને ભૂલ, અંધશ્રદ્ધાથી ડૂબ; ત્યારેજ સંરક્ષિત અને દૃઢ થઇશ. જો કે તે વખતે શૂન્ય થવાથી તું મરેલા જેવો દેખાય તોપણ તે ભાવ ઉત્તમ છે.

આ બાબત ઉપર એક સ્ત્રી ભકતે એક સાધુને આ પ્રમાણે લખ્યું હતું. "ભગવાનના અનુગ્રહથી મારી અંતર્મુખ વૃતિ થઇ. તેજ અને સરળતાથી હું મારો સમસ્ત જીવ તેને અર્પણ કરી તેનામાં લીન થઇ ગઇ, તેણે પોતાનો અનુગ્રહ ચાલુ રાખ્યો, પણ હું મારી શંકાઓથી તેની સામે થઇ, બીકને વશ થઇ, તેમાં લાભ ન દેખવાથી વિચારમાં પડી અને મારે કઇ કરવું જોઇએ એવા વિચારથી મેં બધું બગાડયું, અને તેથી હજુ સુધી પણ મને તેવીજ બીક રહે છે. પણ જ્યારે શ્રદ્ધાથી પ્રાર્થનામાં જાઉં છું ત્યારે મને એમ લાગે છે કે મારી ક્રિયાઓથી મારૂં ધ્યાન ભાંગે છે, અને મને અનુભવ પણ થાય છે કે ભગવાનના આવા સરળ દ્રશ્યમાંજ મારો રસ્તો છે. બધાં દુઃખમાં અને મોહમાં તથા જીંદગીના પ્રસંગોમાં તેનોજ આધાર છે. અને ખરેખર મારી ઇચ્છા પ્રમાણે હું ચાલું તો મને બીજા ઉપાય સુઝત નહિ. કારણકે જ્યારે કોઇ પણ ક્રિયાથી, બુદ્ધિથી અને શરણભાવથી મારા જીવને મજબૂત કરવાનો વિચાર કરૂં છું ત્યારે મને નવાં વિઘ્ન અને દુઃખ આવી પડે છે. વળી હું તે ક્રિયા ઘણા પ્રયત્ન વગર કરી શકતી નથી. તેને

પરિણામે હું થાકી જાઉં છું, શુષ્ક થઇ જાઉં છુ તેથી સરળ શરણભાવવાળી સ્થિતિમાં જલદી આવું છું; એમ સમજીને કે આ રીતે ભગવાન મને દર્શન આપશે, એમ સમજીને કે તેની એવીજ ઇચ્છા છે કે મારા જીવનની બધી ક્રિયાઓ બંધ થવી જોઇએ. કારણકે બધી ક્રિયા તેની મરજી પ્રમાણેજ થાય તેવી તેની ઇચ્છા રહે છે. તે મારી પાસેથી કંઇ આશા રાખતા નથી. આધ્યાત્મિક ભાવ માટે બધાં દુઃખ અને મોહ અને વિઘ્નોમાં તે ફક્ત શ્રદ્ધાપૂર્વક ધ્યાન માગે છે, કે જેથી મારૂં જીવન સુધરે. ખરી વાત તો એવી છે કે જેમ જેમ મારો જીવ હું શાન્ત રાખું છું તેમ તેમ બધી વસ્તુઓ ફળીભુત થાય છે અને મારા દુઃખ અને વિઘ્નો એકદમ નાશ પામે છે."

તેના ગુરુએ આ વાતને ઘણી વખત ટેકો આપ્યો હતો.

વળી તે કહે છે કે "મારી સદ્ગત માતાએ મને આ રીતેજ દઢ થવાને ઉત્તેજન આપ્યું હતું. ભગવાનના સરળ દર્શનમાં કોઇની બીક ન રાખવી એવો ઉપદેશ આપ્યો હતો. તેણે કહ્યું કે આટલુંજ બસ છે. જેમ

જેમ જીવ પોતાને ધિક્કારી ભગવાનમાં શાન્ત રહે છે તેમ તેમ તેની મધુરતા અને શક્તિ વધે છે. પોતે એટલો પવિત્ર અને એકલો થવો જોઇએ કે ભગવાન સિવાય તેને કોઇ આધાર જોઇએ નહિ. આવા હેતુથી સાધના કરતાં મને યાદ છે કે થોડા દિવસમાં જાણે કે મેં ભગવાનને પ્રત્યક્ષ જોયા હોય એવો અનુભવ થયો તે વખતે એમ લાગ્યું કે મારે મારા તરફ જોવું નહિ પણ આંખો બંધ કરી મારા પ્રિયતમ ઉપર આધાર રાખી તે જે રસ્તે દોરે તે રસ્તે જવું. જાણ-વાનો પ્રયત્ન કર્યા વગર, ભગવાનની કૃપા માગ્યા વગર, મને પોતાને ભુંસી નાખી તેનામાં શાન્ત થઇ રહેવા-માંજ ફળ લાગ્યું."



# પ્રકરણ ૧૮ મું

## શરણ ભાવ.

ઘણા જીવોએ મને કહ્યું છે તેમ તું મને કહીશ કે "શરણ ભાવથી હું ભગવાનની હાજરીમાં ગયો છું અને મેં શુદ્ધ શ્રદ્ધા રાખેલ છે છતાં મારામાં ગુણ આવતા નથી તેમજ સુધારો થતો નથી, મારા વિચાર એટલા વિક્ષિપ્ત રહે છે કે હું ભગવાનનુ ધ્યાન કરી શકતો નથી."

નિરાશ થા નહિ કારણકે તારો વખત નકામો જતો નથી, તારા ગુણ ઓછા થતા નથી. પ્રાર્થના છોડ નહિ, કારણકે અંતર્મુખવૃત્તિ વખતે તારે સતત્ ભગવાનનો વિચાર કરવો જોઇએ એ જરૂરનું નથી. શરૂઆતમાંજ જો તારૂં ધ્યાન રહે અને તારો હેતુ ભૂલ નહિ અને તે છોડ નહિ તો તે પૂરતું છે.

આજ અભિપ્રાય એક મહાત્માએ નીચે પ્રમાણે આપેલ છે. શરૂઆતનો એકજ હેતુ અને ભગવાન

ઉપર એકજ વિચાર શુદ્ધ હોય તો એમાં એટલું જોર છે અને તેનો એટલો ઉપયોગ છે કે બાકીના બધા વખતમાં તેના જોરથી પ્રાર્થના ચાલુ રહે છે, સત્યમાં નિષ્ઠા રહે છે, અને જો કે તે વખતે ભગવાન વિષે વિચાર ન હોય તોપણુ પ્રાર્થના એટલે માનસિક સેવા ચાલુ રહે છે.

તેથી અનેક જાતની કલ્પનાઓ આવે તો પણુ પ્રાર્થના ચાલુ રહે છે. માત્ર પોતે પોતાના વિચારને અનુમતિ આપવી નહિ, જગ્યા ફેરવવી નહિ, પ્રાર્થના બંધ કરવી નહિ; તેમ ભગવાન સાથે એક થવાનો પ્રથમનો નિશ્ચય છોડવો નહિ જ્યાં સુધી તે જગ્યા છોડે નહિ ત્યાં સુધી તેની પ્રાર્થનામાં ફેરફાર થતો નથી. મનમાં કલ્પનાઓ અને અનિયંત્રિત વિચારો આવ્યા કરે તો પણુ જીવની પ્રાર્થના ચાલુ રહી શકે છે. તે ભાવરૂપ અને સત્યરૂપ પ્રાર્થના છે કે જે વખતે જીવ પોતાના આત્માથી અને પ્રાર્થના કરવાના હેતુથી પ્રાર્થના શરૂ કરે છે. પાછળથી દુઃખથી અને નબળાઇથી ન જોઇતા વિચાર આવે તોપણુ મનનો આવો વિક્ષેપ કે જેની જરૂર ન હોય તે તે પ્રાર્થનાનું ફળ ઝુંટાવી શકતો નથી.

પણ તું એમ કહે કે પોતે ભગવાનની હાજરીમાં છે એટલું પણ શું તે વખતે યાદ ન રાખવું? અને ભગવાનને શું એમ ન કહેવું કે હે ભગવાન! તું મારામાં છો અને હું તને પૂરેપૂરો શરણ થયો છું? હું જવાબ આપું છું કે આમ કરવાની જરૂર નથી. કારણકે તારો હેતુ પ્રાર્થના કરવાનો છે, તેજ હેતુથી તું સાધના કરવા બેઠો છે. શ્રદ્ધા અને હેતુ પૂરતાં છે અને તે હમેશાં ચાલુ રહે છે. જેમ જેમ ભાવ વધારે સરળ હોય અને યાદ શક્તિમાં શબ્દ કે વિચાર ન હોય તેમ તેમ તે દશા વધારે શુદ્ધ, અધ્યાત્મિક, અંતર્મુખ અને ભગવાનને લાયક રહે છે

રાજાની નજીક જઇ તેને એમ કહેવું કે "સાહેબ, આપ અહીં છો એમ મને શ્રદ્ધા છે" એ કેટલું મુર્ખાઇ ભરેલું અને અપમાનકારક કહેવાય. ભગવાનની બાબતમાં પણ તેમજ છે. શ્રદ્ધાની દૃષ્ટિથી જીવ ભગવાનને જુએ છે, તેનું કહેવું માને છે, તેની હાજરીમાં ઉભો રહે છે. તેથી એમ કહેવાની જરૂર નથી કે "મારા ભગવાન! તું આંહી છો", પણ શ્રદ્ધા શુદ્ધ રાખવી. જ્યારે પ્રાર્થનાનો વખત આવે ત્યારે શ્રદ્ધા અને હેતુ આગળ

રાખી શુદ્ધ શરણ ભાવથી ભગવાનનું ચિંતન કરવું.

જ્યાં સુધી તું તે શ્રદ્ધા, હેતુ અને ભાવથી પાછો ન વળ ત્યાં સુધી તારી શ્રદ્ધા અને શરણભાવ ચાલુ રહેશે, પ્રાર્થના થતી રહેશે, તને ખબર ન હોય, યાદશક્તિ ન હોય તેમજ નવી ક્રિયા કે વિચાર ન કર તો પણ તારૂં ધ્યાન ચાલુ રહેશે. પરણેલી સ્ત્રી વારંવાર એમ નથી કહેતી કે હું પરણેલી સ્ત્રી છું. ધર્મ ગુરુ વારંવાર એમ નથી કહેતા કે હું ધર્મ ગુરુ છું. સાધુઓ શ્રદ્ધાથી પોતાનુ સાધુપણું વર્તનમાં બતાવ્યા કરે છે. જે સ્ત્રીએ પોતાના પતિને પહેલી વખત વફાદાર રહેવાનું વચન આપ્યું છે તેણે પોતાની વફાદારી માટે ફરીથી કંઇ દેખાવ કરવાની જરૂર રહેતી નથી. તેવી રીતે ભગવાનને પોતાની વફાદારી બતાવવા કંઇ વિશેષ ક્રિયાની જરૂર નથી.



# પ્રકરણ ૧૯ મું

## શ્રદ્ધા.

ગયા પ્રકરણમાં સમજાવેલ શ્રદ્ધા પ્રાર્થના વખતે કામ આવે છે, એટલુંજ નહિ પણ પ્રાર્થના પૂર્ણ થયા પછી, રાત દિવસ બધે વખતે બધું કામ કરતાં, ફરજ બજાવતાં, બધી દશામાં, ચાલુ રહે છે. તું એમ કહીશ કે દિવસમાં ઘણો વખત શરણભાવ તાજો કરવાનુ તું ભૂલી જાય છે. તેનો જવાબ એ છે કે રોજનાં કામ, એટલે વાંચવું, લખવું, ભાષણ આપવું, ખાવું, પીવું, વેપાર કરવો, અને એવા બીજા કામ વખતે તારૂં ધ્યાન બીજે જાય છે તેથી તારો ભાવ ફરે છે એમ માનવું તે ભુલ છે. કારણ કે સામાન્ય વૃત્તિ દ્રઢ વૃત્તિને મારતી નથી. એવાં કામ કરવાથી તું ભગવાનની ઇચ્છા વિરૂદ્ધ ચાલતો નથી તેમજ તારી સેવા બંધ થતી નથી.

આ બધાં કામ ભગવાનની મરજી વિરૂદ્ધ નથી, તારા શરણભાવનાં વિરોધી નથી. ભગવાન તને આવા

માટે, અભ્યાસ માટે, મહેનત માટે, વેપાર માટે ના પાડતા નથી. તેથી આવી સાધનામાં તેની ઇચ્છા પ્રમાણે વર્તવાથી તું તેની હાજરીથી દૂર થતો નથી, અને તારા શરણભાવમાં ભૂલ થતી નથી.

પણ જ્યારે પ્રાર્થના વખતે તારી ઇચ્છાથી વિક્ષેપ થાય અને તું કોઇ વાસનામાં ખેંચાઇ જા ત્યારે તારે ભગવાન તરફ વળવું જોઇએ અને તેની હાજરીમાં જઇ શ્રદ્ધા અને શુદ્ધ શરણભાવ દ્રઢ કરવો જોઇએ. છતાં, જ્યારે તું નિરસ થઇ જા ત્યારે આ કામ કરવાની જરૂર નથી. કારણ કે નિરસતા એ સારો અને પવિત્ર ભાવ છે. તે તને ભગવાનમાંથી અને તારી શ્રદ્ધામાંથી દૂર કરી શકે નહિ. નિરસતાને વિક્ષેપ માનવો નહિ. શરૂઆતમાં ઇંદ્રિયના લયથી નિરસતા આવે છે. આગળ વધ્યા પછી તે આત્મવિકાસમાં સાધનભૂત થાય છે. તેના પરિણામમાં તું શૂન્ય જેવો થઇ જઇશ ત્યારે તારો આત્મા તારી અંદર વધારે વળેલો દેખાશે અને ભગવાન તારી અંદર આશ્ચર્યકારક કાર્ય કરશે

તેથી પ્રાર્થના છોડયા પછી અને પાછી શરૂ કર્યા પહેલાં તારે વિક્ષિપ્ત થવું નહિ. આડું અવળું ચિત્ત રાખવું નહિ. પણ ભગવાનની ઇચ્છાને પૂર્ણ શરણ રહેવું કે જેથી ભગવાન તારા સ્વભાવનો ઉપયોગ તેને ઠીક પડે તેમ કરે. પુત્ર પિતા તરફ રાખે છે તેવી તેનામાં શ્રદ્ધા રાખ, હેતુ છોડ નહિ. જે સ્થિતિમાં ભગવાને તને રાખ્યો હોય તે સ્થિતિનો વિચાર આવે તો પણ પ્રાર્થના ચાલુ રાખ. ભગવાનની હાજરીમાં રહે અને શરણભાવ ચાલુ રાખ. એક મહાત્મા કહે છે કે જે માણસ ધર્મ મુકતો નથી તે પ્રાર્થના પણ મુકતો નથી. જે પોતાનું કામ બરાબર કરે છે તે હમેશાં ભગવાનની પ્રાર્થના અથવા સેવા કરે છે. સારી ઇચ્છા રાખવી એ સેવા છે અને જો તે ઇચ્છા ચાલુ રહે તો સેવા પણ ચાલુ રહે છે.

જે માણસ પરગામ જાય છે તે દરેક પગલે આગળ વધે છે. છતાં દરેક પગલે એમ કહેવાની જરૂર પડતી નથી કે હું પરગામ જવાને ઇચ્છું છું, અથવા મારી પરગામ જવાની ઇચ્છા છે. પરગામ જવાના હેતુથીજ તેજ નિશ્ચય તેનામાં ચાલુ રહે છે.

કહ્યા વગર મુસાફરી ચાલુ રહે છે કારણકે હેતુ મુસાફરીનો છે. શરૂઆતની ઇચ્છા અને હેતુથી તે ચાલે છે, બોલે છે, સાંભળે છે, જુએ છે, ખાય છે, પીએ છે, અને એવાં બીજાં ઘણાં કામ કરે છે છતાં તેની મુસાફરીમાં હરકત આવતી નથી

તેવીજ રીતે જીવની સાધના સમજવી. એક વખત ભગવાનની ઇચ્છા પ્રમાણે ચાલવાનો વિચાર કર્યો, તેની હાજરીમાં રહેવાનુ દ્રઢ મન કર્યું, તો જ્યાં સુધી તે હેતુ છૂટે નહિ ત્યાં સુધી તેની સાધના ચાલુ રહે છે. જો કે તે વખતે તે સાંભળતો હોય, બોલતો હોય, ખાતો હોય, બીજું કંઇ કામ કરતો હોય, તો પણ મૂળ હેતુ ચાલુ રહે છે.

એક મહાત્મા એમ કહે છે કે જેણે ભગવાનને માટે મુસાફરી શરૂ કરી તે માણસે તે મુસાફરી દરમ્યાન ભગવાનને પોતાના વિચારમાં આણવા જોઇએ એ ખાસ જરૂરનુ નથી.

તું એમ કહીશ કે બધા ધાર્મિક માણસો આવી સાધના કરે છે કારણ કે બધાને શ્રદ્ધા હોય છે, અને બહિર્મુખ સાધનામાં પણ આવો ભાવ રહે છે.

એટલું સાચું છે કે બધા ધાર્મિક માણસોને શ્રદ્ધા હોય છે; પણ જેઓ અંતર્મુખ વૃત્તિથી વધે છે, તેઓની શ્રદ્ધા જુદા પ્રકારની હોય છે. તેઓની શ્રદ્ધા જાગ્રત રહે છે, સર્વાત્મભાવવાળી, કલ્પના રહિત અને વધારે ક્રિયાત્મક, પરિણામજનક તથા તેજસ્વી હોય છે, કારણ કે જેવો જીવ નિર્મળ તેવું નિર્મળ તેજ તેનામાં ઉત્પન્ન થાય છે. જેમ મન અંતર્મુખ થાય છે તેમ જીવ નિર્મળ થાય છે કારણ કે જેટલા પ્રમાણમાં વૃત્તિ અંતર્મુખ તેટલા પ્રમાણમાં આત્માનું તેજ વધે છે. જો કે કેટલીક વખતે ભગવાન બહિર્મુખવાળાને તેજ આપે છે છતાં તે ઓછું અને જુદા પ્રકારનું હોય છે. જે તેજ અંતર્મુખ થયો હોય તેને સમુદ્ર જેટલું મળે છે, તે બહિર્મુખવાળાને બે ત્રણ ટીપાં જેટલું મળે છે. બહિર્મુખ ધ્યાનમાં બે ત્રણ તત્ત્વોજ કોઇ વખત અનુભવમાં આવે છે પણ અંતર્મુખ ધ્યાનમાં ભગવાનનું જ્ઞાન સમુદ્ર માફક વિશાળ વિજ્ઞાનરૂપ થઇ અનુભવમાં આવે છે.

અંતર્મુખ વૃત્તિથી જે સાધના થાય તેમાં શરણભાવ વધારે સારો રહે છે. શ્રદ્ધાથી, મૌન

વૃત્તિથી, તે વધે છે અને ચાલુ રહે છે. ભગવાનનો અનુગ્રહ આવા આત્મામાં જણાય છે. જો કે કેટલીક સિદ્ધિઓ ભગવાનના અનુગ્રહથી કેટલાકમાં આવે છે તો પણ જે શક્તિ અને તેજ અંતર્મુખ વૃત્તિવાળા માણસમાં હોય છે તેટલાં બીજામાં હોતાં નથી તેથી આવો જીવ શ્રદ્ધા અને શરણભાવથી રોજ થોડા કલાક અંતર્મુખ થઇ રહે તો હમેશાં ભગવાનની નજીક રહે છે. બધા ધર્મના સારા ધર્મ ગુરૂઓએ આજ મત પ્રતિપાદન કર્યો છે.



# પ્રકરણ ૨૦ મું

## મહાત્માનું અનુકરણ.

આધ્યાત્મિક માણસ બે જાતના થાય છે. એકને સિદ્ધ પુરુષોના ચમત્કારો ગમે છે અને તેઓ તેનું ધ્યાન કરે છે. બીજા એમ કહે છે કે ખરી પ્રાર્થના એટલે આત્માની આત્માકાર વૃત્તિ થવી અને તે વૃત્તિથી શાન્ત રહેવું, મૌન રહેવું, ભગવાનના પરમ મહિમામાં રહેવું પણ ચમત્કારને ઉત્તેજન દેવું નહિ.

એટલું ખરૂં છે કે મહાત્માના અનુભવ આપણને માર્ગ બતાવે છે. તે કહે છે કે "હું રસ્તો છું, સત્ય છું, જીવન છું", તેથી જીવ ભગવાનની હાજરીમાં રહેવાને લાયક થાય અને તદ્રૂપ થવાને લાયક થાય તે પહેલાં તેણે મહાત્માના અમૂલ્ય અનુભવમાં નહાવું જોઇએ.

મહા પુરુષો, તેના મત તથા તેનું જીવન સાધકને માટે દર્પણ છે, ભોમીયો છે, રસ્તો છે, દ્વાર છે કે જેથી તે નિત્ય જીવનના ક્ષેત્રમાં

દાખલ થઇ શકે છે અને દૈવી જીવન રૂપી મહાન સમુદ્રમાં ભળે છે. તેથી મહાત્માઓનાં દુઃખ અને મરણ ભૂલી જવાનાં નથી. જીવ ગમે તેટલો ઉચ્ચ સ્થિતિએ પહોંચે તોપણ મનુષ્ય તરીકેની પવિત્રતા તજવી ન જોઇએ. પણ તેથી એમ સમજવાનું નથી કે જે જીવને અંતર્મુખ વૃત્તિ થઇ, જે જીવ તર્ક કરી શકતો નથી, તેણે હમેશાં ધ્યાન કરવું જોઇએ અને મહાત્માના ચમત્કારોનો વિચાર કરવો જોઇએ ધ્યાન આત્માને પવિત્ર અને શુદ્ધ કરે છે અને જગતના બધા માણસો ધ્યાન કરી શકે તો ઘણુંજ સારૂં. જે જીવને ધ્યાનની ટેવ પડી ગઇ છે, તર્કની ટેવ પડી ગઇ છે તેને તેજ દશામાં રહેવા દેવો, ઉંચી દશામાં નાખવો નહિ. જ્યાં સુધી તેને ધ્યાનમાં લાભ મળતો હોય ત્યાં સુધી જીવને ધ્યાનમાંથી શ્રદ્ધામાં મૂકવો તે ભગવાનનુ કામ છે, ગુરુનું કામ નથી. કારણકે જો ભગવાન પોતાના ખાસ અનુગ્રહથી શ્રદ્ધારૂપ પ્રાર્થનામાં તેને લાવી ન મૂકે તો ગુરુ પોતાના જ્ઞાનથી કંઇ કરી શકે નહિ.

મનુષ્ય જીવન પવિત્ર કરવાના અને ભગવાનના દ્વાર નજીક જવાના બે રસ્તા છે. એક, મહાત્માએ

બતાવેલ ચમત્કાર, તેના જીવનના પ્રસંગો યાદ કરવા વગેરે. બીજો, શુદ્ધ શ્રદ્ધાથી અથવા યાદ શક્તિથી તેના દૈવી ભાવનો વિચાર કરવો.

જ્યારે જીવ પૂર્ણ અને અંદરને રસ્તે અંતર્મુખ વૃત્તિથી પ્રગતિ કરતો હોય છે અને ભગવાનના ચમત્કારી જીવનનુ ધ્યાન પૂરૂં થવા આવ્યું હોય ત્યારે તેને શ્રદ્ધા ઉપજે છે, ભગવાનના આદેશમાં પ્રેમ ઉપજે છે, ભગવાનની ઇચ્છા પ્રમાણે કામ કરવાને તૈયાર રહે છે, અને તેની આજ્ઞા સ્પષ્ટ ન જણાય તો પણ તે પ્રમાણે કામ કરે છે. જેમ એક પુત્રને કહ્યું હોય કે તેણે પોતાના પિતાને છોડવો નહિ. પણ તેથી એમ સમજવાનું નથી કે તેનો પિતા હમેશાં તેની દૃષ્ટિ આગળ રહેવો જોઇએ. માત્ર તેને યાદ રાખવો કે જેથી ખરે વખતે અને ખરી જગ્યાએ પોતાની ફરજ બરાબર બજાવાય.

જે જીવ અંદરને રસ્તે વળ્યો હોય તેને બહારના ચમત્કારોનો વિચાર કરી તેના ઉપર ધ્યાન કરવાની જરૂર નથી કારણકે તેથી બુદ્ધિ થાકી જાય છે. તેને

બુદ્ધિના તર્કની જરૂર નથી કારણકે તર્કના ફળરૂપ શ્રદ્ધા તેનામાં હોય છે.

ઉત્તમમાં ઉત્તમ આધ્યાત્મિક અને ખરો રસ્તો જે જીવ અંદરને માર્ગે ગયા હોય તેને મળે છે મહાત્માઓના સ્વરૂપમાં દાખલ થવાની ઇચ્છા રાખતા હોય તેઓએ માત્ર શ્રદ્ધાના જોરથી મહાત્માનું મનુષ્ય શરીર જોવું, તેનુ જીવન જોવું, તેના ઉપર પ્રેમ કરવો, તેના ઉપર વિચાર કરવો. જે લોક કલ્યાણ માટે જન્મ લે છે, જે દુઃખ ભોગવે છે, જે શરમ ભરેલી રીતે મરણ પામે છે તે મહાત્માઓ મોક્ષનો માર્ગ બતાવે છે.

આ રસ્તો અંતર્મુખ વૃત્તિવાળાને લાભદાયક છે. મહાત્માઓનું જીવન યાદ કરી પવિત્ર થવાથી અંદરની સાધનામાં વિઘ્ન થતું નથી. માત્ર જ્યારે અંદર કંઇ વિક્ષેપ લાગે ત્યારે વધારે અંતર્મુખ થઇ મનની ઉપરનો ભાવ ચાલુ રાખવો. પણ જ્યારે વિક્ષેપ ન હોય ત્યારે ભગવાનના શબ્દરૂપ મહાત્માના વચનો યાદ કરવા તે ઉત્તમ પ્રકારના સાધકને માટે વિક્ષેપરૂપ નથી.

મહાત્માનું અનુકરણ.

આ રસ્તો એક સાધુએ બતાવેલો છે આ સીધે
તથા સહીસલામત અને ભય વગરનો છે, આ માર્ગ
ભગવાને ઘણા જીવોને બતાવેલ છે, કે જેથી
જીવો આરામ પામે અને અંદરની પવિત્ર શાન્તિને
અનુભવ લે. તેથી અંતર્મુખવૃત્તિ કરતી વખતે જી
પોતાને ભગવાનની કૃપા આગળ મૂકવો, એટલે
ભગવાનનો શબ્દ પ્રેમપૂર્વક મધુર યાદ શક્તિમ
લાવવો શરણભાવથી અને પવિત્ર અને મધુર ભાવથ
જો પોતાને ભૂલી જવાય તો પોતાને ફરી યા
કરવાની જરૂર નથી. પણ ભગવાનની હાજરીમાં મૌ
અને શાન્ત થઇ રહેવું.

આપણે જે કામ શબ્દથી અને ક્રિયાથી કરીએ
તે આપણે ભગવાન માટે અને તેના નામ માટે કર
જોઇએ. ભગવાનની કૃપાથી એટલે ભગવાનથી
બધું શરૂ કરીએ, તેનામાં અને તેનાથીજ પૂર્ણ થઇએ



# પ્રકરણ ૨૧ મું

## મૌન.

મૌન ત્રણ જાતનું છે. એક શબ્દનું, બીજું ઇચ્છાનું, અને ત્રીજું વિચારનું. પહેલું પૂર્ણ છે, બીજું વધારે પૂર્ણ છે, ત્રીજું સૌથી વધારે પૂર્ણ છે. પહેલામાં જીવ નીતિમાન થાય છે, બીજામાં તે ઇચ્છા છોડી શાન્ત થાય છે, ત્રીજામાં તેની વૃત્તિ અંતર્મુખ થાય છે. ન બોલવાથી, ઇચ્છા ન કરવાથી, વિચાર ન કરવાથી, સત્ય અને પૂર્ણ એટલે ચમત્કારી મૌન પ્રાપ્ત થાય છે. તે વખતે ભગવાન જીવ સાથે બોલે છે, પોતાનું સ્વરૂપ તેને આપે છે, તેની અંદરના ઉંડાણમાં તેને પૂર્ણ જ્ઞાન શીખવે છે.

જ્યારે ગુપ્ત રીતે સાધકના હ્રુદયમાં એકલા તેની સાથેજ બોલવાની ભગવાનની ઇચ્છા થાય છે, ત્યારે ભગવાન તેને અંદરની એકાન્ત આપે છે અને ઉપર કહેલ ચમત્કારી મૌન ઉત્પન્ન કરે છે. તારે જો ભગવાનનો મધુર શબ્દ સાંભળવો હોય તો આ રસ્તે ચડવું. જો તું તારામાંથી તારી બધી ઇચ્છા અને બધા

વિચાર છોડી શકતો ન હો તો માત્ર બહારથી જગતને તજવાથી અને ઇચ્છાઓ છોડવાથી તને આ ખજાનો મળશે નહિ. આ આશ્ચર્યકારક મૌનમાં આરામ લે, બારણું ઉઘાડ, કે જેથી ભગવાન તને પોતાનો સંદેશો આપે, તને પોતાની સાથે એક કરે અને તને પોતાના જેવો બનાવે.

જીવની પૂર્ણતા, ભગવાન વિષે બહુ બોલવામાં કે ઘણા વિચાર કરવામાં નથી પણ તેના ઉપર અત્યંત પ્રેમ કરવામાં છે. આ પ્રેમ પુર્ણ શરણભાવથી અને અંદરના મૌનથી પ્રાપ્ત થાય છે. ભગવાનનો પ્રેમ દર્શાવનાર બહુ થોડા શબ્દ છે. એક સાધુ કહે છે કે, નાનાં બાળકો! આપણે શબ્દથી કે જીભથી પ્રેમ કરવાની જરૂર નથી, ક્રિયાથી અને સત્યથી પ્રેમ થઇ શકે છે. હવે તને સમજાયું હશે કે પુર્ણ પ્રેમ બહાર દર્શાવવામાં નથી. અંદરની કંઇ ક્રિયાઓમાં નથી. ભગવાનને એમ કહેવું કે હું તને બહુ ચાહું છું, મ્હારા કરતાં પણ વધારે ચાહું છું તે વખતે કદાચ તેવી વૃત્તિથી તું ભગવાનને બદલે તનેજ ચહાતો હોય કે કારણકે પ્રેમ ક્રિયામાં હોય છે, વાતચીતમાં હોતો

નથી. જો કોઇ જીવને તારી ગુપ્ત ઇચ્છા, અને તારૂં હૃદય સમજવું હોય તો જરૂર તારે તેને શબ્દોમાં સમજાવવું જોઇએ, પણ ભગવાન કે જે હૃદયને માગે છે તેને તારી ખાતરીની જરૂર નથી; તેમજ તે શબ્દનો કે જીભનો પ્રેમ માગતા નથી પણ ખરો ક્રિયાત્મક પ્રેમ માગે છે. તું બધી વસ્તુઓ કરતાં ભગવાનને વધારે સારી રીતે ચાહે. અને તેજ વખતે એકાદ ક્રોધનો શબ્દ સાંભળી તારો શરણભાવ છોડી દે, અને તેના પ્રેમ ખાતર દુઃખ ન ભોગવ તો શું વળવાનું? તેનો અર્થ એટલોજ કે તારો પ્રેમ જીભનો હતો, ક્રિયાનો નહિ. તેથી મૌનવૃત્તિથી બધી દશામાં નમ્ર થઇ રહે. તેમ કરવામાં તારો પ્રેમ જાહેર ન કર તો પણ તું શાન્ત, સત્ય, અને પૂર્ણ પ્રેમ મેળવીશ.

એક મહાત્માએ ભગવાનને ઘણા પ્રેમથી કહ્યુ કે "હું તારી ખાતર મારો જીવ આપવા તૈયાર છું" પણ એક યુવાન સુંદર સ્ત્રીના શબ્દથી તેણે ભગવદ્-ભાવ ખોયો, અને તેજ વખતે તેના પ્રેમનો પણ અંત આવ્યો. એક મહાત્માએ એક શબ્દ પણ કહ્યો નહિ

છતાં ભગવાન તેનો પ્રેમ જોઇને તેના પ્રેમપાત્ર બન્યા. તેથી અંદરને રસ્તે મૌન રાખવાથી, શ્રદ્ધાથી, આશા અને ઉદારતા જન્મે છે. ભગવાનને તું ચાહીશ, અને તેનામાં શ્રદ્ધા રાખીશ તે કહેવાની જરૂર નથી. તારા હૃદયની અંદરની વૃત્તિઓ કેવી છે, તે તારા કરતાં તે વધારે સારી રીતે સમજે છે. એક મહાત્મા એવો સારો પ્રેમ રાખતા કે તેનું આખું જીવન શ્રદ્ધામય અને પ્રેમમય હતું. પોતે વાસનાત્મક અને મનોમય લાગણીઓને જવાબ આપતા નહિ. પણ ત્રણ વર્ષ સુધી માત્ર એટલુંજ બોલતા કે વખત આવ્યે હમેશાં ભગવાનનું ધાર્યું થશે. જેટલી વખત પ્રાણ ચાલતો તેટલી વખત તેજ કહેતા. તેની શ્રદ્ધા, પ્રેમ, મૌન અને શરણભાવ જોઇ ભગવાને અનંત ખજાનો તેની પાસે ખુલ્લો કર્યો. તેથી પાછળથી તે છત્રીશ વર્ષ જીવ્યા ત્યાં સુધી તેણે પ્રેમનાં કાર્ય સતત કર્યાં. કંઇ પ્રાર્થના વગર, વાસનામય અથવા મનોમય સ્વભાવ દેખાડયા વગર જીવ્યા. હે સાધુ, તું આવું અંદરનું વર્તન કયાંથી શીખ્યો? અને બહારના તથા અંદરના માણસનો ભેદ શી રીતે શીખી શકયો?



# પ્રકરણ ૨૨ મું

## તત્પરતા.

જો તું તારી ઇચ્છા પ્રમાણે વર્તીશ તો તને કદી પૂર્ણતા મળશે નહિ, તેમજ અંદરની શાન્તિનું સામ્રાજ્ય તું ભોગવી શકીશ નહિ આ તારો ક્રૂર દુશ્મન છે. તારૂં પોતાનુજ મન્તવ્ય, તારી કલ્પના તારે જીતવાં જોઇએ અને શરણભાવના સાધનથી તેને ધૂળમય કરવા જોઇએ. ત્યારેજ તને ખબર પડશે કે તું તને ચાહે છે કે ભગવાનને ચાહે છે. તારી ઇચ્છા અને તારૂં મન્તવ્ય તે સ્થિતિમાં તદ્દન નાશ થવું જોઇએ.

શરણભાવથી ગાળેલું સામાન્ય જીવન પણ જીવે પોતે કરેલા તપ કરતાં વધારે કિંમતી છે. શરણભાવ અને નમ્રતામાં દોષ ન હોવાથી તારા હૃદયમાં રહેલા ભગવાનને અર્પણ કરવા યોગ્ય હોય છે. એક મહાત્માએ કહ્યું છે કે પોતાની ઇચ્છાથી સ્વર્ગમાં જવા કરતાં શરણભાવ દ્વારા નર્ક મળે તે સારૂં છે.

તારે જાણવું જોઇએ કે પૂર્ણ થવા માટે મોટા-ઓને માન આપવું એટલુંજ બસ નથી; પણ નાના-ઓને પણ માન આપવું જોઇએ. શરણભાવ પોતાની ઇચ્છાથી થવો જોઇએ. શુદ્ધ, ઉદાર, આનન્દકારક, અંતર્મુખવાળો, અંધ શ્રદ્ધાવાળો અને ખંતવાળો શરણભાવ જોઇએ. બીક વગર થવો જોઇએ, લાભની ઇચ્છા વગરનો જોઇએ. કેવળ ભગવાન તરફજ પ્રેરાયેલ, જવાબ દેવાની ઇચ્છા વગરનો, તેમજ પ્રમાદ વગરનો, તૈયાર, દુઃખ વગરનો, બહારના દેખાવથી રહિત, અંતર્મુખ, પોતાની મમતાથી રહિત, દૃઢતાવાળો, અને મરણ સુધી પણ ટકી રહેનારો ભાવ જોઇએ.

એક મહાત્મા કહે છે કે શરણભાવ પ્રમાદ વગર-નો એટલે તત્પર જોઇએ. વિક્ષેપ વગરનો પ્રેમમય જોઇએ. વિરૂદ્ધ સ્વભાવ વગરનો પોતાની ઇચ્છાથી પ્રેરાએલ, સરળ, દૃઢ, નિયમિત, ખુશીથી સ્વીકારેલ, હિંમતવાન અને સર્વાત્મભાવવાળો જોઇએ. હે સુખી જીવ! યાદ રાખ કે જો તારે ભગવાનની ઇચ્છા પ્રમાણે ખંતથી વર્તવું હોય તો તેના શરણ સિવાય બીજો

રસ્તો નથી. જ્યારે માણસ પોતાની ઇચ્છાથી પોતાને ચલાવવાનો નિશ્ચય કરે છે ત્યારે તે પોતાને છેતરે છે. જો કે પોતાની ખાતરી હોય કે પોતે સારો જીવ છે, છતાં જ્યાં સુધી અંતરાત્માના નાદથી પોતે ચાલે નહિ ત્યાં સુધી પોતાને સારો સમજવો નહિ.



# પ્રકરણ ૨૩ મું

## અંતરાત્માનો અનુભવ.

પૂર્ણ થવા માટે અને અંદરની શાન્તિ માટે ચાર વસ્તુની જરૂર છે. (૧) પ્રાર્થના (૨) શરણભાવ (૩) વારંવાર અંતરાત્માનો અનુભવ અને (૪) અંદરનું દુઃખ અથવા વિરહ. પહેલાં અંતરાત્માના અનુભવ વિષે વાત કરૂં છું.

કેટલાક માણસ એમ માને છે કે તે પોતે પૂરા તૈયાર નથી અને તેના પોતાનામાં પૂરી શુદ્ધિ નથી, તેથી અંતર્મુખ થતાં ડરે છે. જો તારો હેતુ શુદ્ધ હોય અને ભગવાનની ઇચ્છા પ્રમાણે વર્તવા તું તૈયાર હો, ઇંદ્રિયોને સંતોષ થાય તેવી માગણી ન કરવી હોય, તો શ્રદ્ધાથી આગળ આવ; કારણકે તારો હેતુ સારો છે. ભગવાનની ઇચ્છા પ્રમાણે કામ કરવાની વૃત્તિથીજ બધી મુશ્કેલી જતી રહે છે. બધાં વિઘ્ન જીતી શકાય છે. બધા પ્રકારના મોહ, શંકા, ભય, દુઃખ અને વિરોધ દૂર થાય છે; અને જો કે વારંવાર

અંતર્મુખ થવાથી તૈયારી સારી થાય છે તો પણ એક વખત થએલ વૃત્તિ બીજી વૃત્તિને ઉત્પન્ન કરે છે. છતાં તને બે રસ્તા બતાવું છું. એક બહિર્મુખ વૃત્તિ-વાળા જીવને ઉપયોગી; બીજો, અંતર્મુખ વૃત્તિવાળા જીવને ઉપયોગી. પ્હેલા જીવોનો રસ્તો એ છે કે તેઓએ પોતાના દોષ સમજી બહારની ક્રિયાઓથી નિવૃત્તિ લેવી. કેવી રીતે અંતર્મુખ થવાય છે, કેમ રહેવાય છે, કોણ વૃત્તિ ઉત્પન્ન કરે છે, જગતનો વ્યવહાર કોણ ચલાવે છે વગેરેનો વિચાર કરવો. એવા વિચારથી શુદ્ધિ થાય છે. બીજા પ્રકારના જીવ માટે, જીવે શુદ્ધિથી રહેવું, આત્મભોગ અને આત્મ શક્તિ રાખવી અંદરનો વિરહ સહન કરવો, અને નિવૃત્તિ રાખવી. તેઓને માટે તૈયારીની જરૂર નથી, કારણકે તેઓનું જીવનજ સતત તૈયારીમય હોય છે

તને આ બાબત ન સમજાય તો પણ આત્માની નજીક જા. તું નિરસ થઇ જા. તારામાં ખામી હોય, તું ઠંડો થઇ જા તો પણ બી નહિ વારંવાર અંતર્મુખ થવાથી આ દોષ જતા રહેશે. જેમ માંદો માણસ દાક્તર પાસે જાય છે અને ઠંડીવાળો માણસ સગડી પાસે જાય છે તેમ તારા આત્મા પાસે જા.

તું નમ્રતાથી તારી નજીક આવ. ભગવાનની ઇચ્છા પ્રમાણે વર્તવાનું કર, તો તું હમેશાં સુધરતો જઇશ. તને અંદર વાસનામય સુખ ન મળે તો પણ બી નહિ. કારણકે આવું સુખ મળે તો પણ તે પૂર્ણતા નથી. તે માત્ર નબળા જીવને મળે છે.

તને લાગે કે તારો સ્વભાવ ખરાબ છે, તારામાં ભક્તિ નથી, તો તું આ રસ્તે કેમ પડી શકે. તારે સમજવું કે આવા ભાવ તને વિઘ્ન કરી શકે નહિ જો તારો હેતુ દ્રઢ હોય, પાપ કરવાની વૃત્તિ ન હોય, દોષ દૂર કરવાની ઇચ્છા હોય, તારો દોષ જોઇ શકતો હો, અને શરણભાવ રાખી શકતો હો તો તું જરૂર ભગવાન પાસે પહોંચીશ એમાં શંકા નથી.



## પ્રકરણ ૨૪ મું

### કિંમતી સલાહ.

ભગવાન જીવોને પોતાના અનુગ્રહથી સારા કરે છે. લોકો ઉપર કૃપાને માટેજ તે અવતાર લે છે, તેઓને માટે દુઃખ ભોગવે છે અને છેવટે તેઓને માટે પ્રાણ છોડે છે. તેજ ખરેખરો કલ્યાણનો માર્ગ છે કે જેમાં કંઇ પણ લેવાનુ કે દેવાનુ રહેતું નથી. અરે! આપણે આજ વાત સમજવાની છે. આપણે તેનેજ સમજવાનો છે.

અરે જીવ! આ પ્રેમાગ્નિમાં બળી જવું, ભગવાન સાથે એક થવું તે કેટલું સારૂં છે! કોણ અટકાવી શકે? કોણ છેતરી શકે? કોણ ના પાડી શકે? પોતાને બાળવામાં કોણ અટકાવે?

હે ભગવાન! એ ખરૂં છે કે તું મારી અંદર પ્રવેશ કરે છે. આવો અપૂર્ણ જીવ જે હું તેમાં તું દાખલ થઇ તારો મહિમા, તારૂં તેજ, અને તું પોતે પ્રગટ થાય છે. મારા પ્રભુ! તારામાં મને શમાવ, તારૂં સૌન્દર્ય આપ. મારી ખાતરી છે કે મારા દોષથી તારૂં સૌન્દર્ય ઢંકાય તેમ નથી. તેથી તું મારી અંદર દાખલ

થઇ મારામાં તારા સુન્દર ભાવથી રહે, મારો અંધકાર દૂર કર.

અરે જીવ! તું કેટલો અપૂર્ણ છો, કેટલો ગરીબ છો, માણસમાં એવું શું છે કે હે ભગવાન! તું એને મોટો બનાવે છે, તું એને માન આપી સુખ આપે છે, એવું એનામાં શું છે? અરે પ્રભુ! તારો અનુગ્રહ નબળો જીવ કેમ લઇ શકે? હે જીવ, તદન ડૂબી જા. તારી કંઇ કિંમત નથી એમ સમજ, તારો દોષ જો, ભગવાનનો પ્રેમ જો.

અરે પ્રેમનો મહિમા કેવો છે કે જેને માટે મહાત્માઓ અનંત દુઃખ ખમે છે! હે ભગવાન, મારૂં હૃદય મજબૂત કર કે જેથી તે પાછું અપૂર્ણતામાં જાય નહિ અને જગત તરફના વિચારમાં નાશ પામી તારા તરફના વિચારમાં એક થઇ રહે.

જો તારે બધા ગુણ મેળવવા હોય તો તું ભગવાન પાસે આવ. ત્યાં બધું ઠીક થઇ રહેશે. ભગવાનનો પ્રસાદ ચાખ, નમ્રતાથી આવ, શ્રદ્ધાથી આવ, ખંત રાખ. આ ખરા જીવોની બજાર છે ત્યાં શુદ્ધ થઇશ. તેજસ્વી, હિંમતવાન, પૂર્ણ અને આનંદી બનીશ.



# પ્રકરણ ૨૫ મું

## તપની નિષ્ફળતા.

કેટલાક જીવ પોતાની મેળે તપ કરવાથી ઘણા પાછળ રહી ગયા છે. જેમ કોઇ ગાનાર પોતાની શક્તિ કરતાં વધારે જોરથી ગાય તો પોતાની શક્તિ થકવી નાંખે છે તેમ.

તપથી ઘણા પડી ગયા છે ઘણા એમ માને છે કે પોતાની મેળે તપ કર્યા વગર સાધુ થવાય નહિ. જાણે કે તેમાંજ સાધુપણું રહેલું હોય. તેઓ એમ સમજે છે કે જેઓ થોડું વાવે છે તેઓ થોડું લણે છે. પરંતુ ખરી રીતે પોતાના ખોટા તપથી તેઓ કંઇ વાવતાજ નથી. માત્ર અહંકાર વધારી વાવેલું પણ ઉખેડી નાખે છે.

પણ આવા તપનું વધારે ખરાબ પરિણામ એ છે કે તેથી સાધકનું હૃદય પોતાના પાડોશી પ્રત્યે અને પોતાના પ્રત્યે ક્રૂર થતું જાય છે. તે આત્માનો ખરો સ્વભાવ નથી. તપનુંજ માહાત્મ્ય વિચારવાથી આત્માની

મધુરતા અનુભવાતી નથી, સ્વભાવ કડક થાય છે, પાડોશી સાથે પણ તે કડકાઇથી વર્તે છે, તેઓના દોષ કાઢે છે, તેઓની ખામી જુએ છે, તેઓ આવું દુઃખ ખમતા નથી તેથી પોતાને મોટો માને છે. તેથી પોતાના તપનું અભિમાન આવે છે. બીજા કરતાં પોતાને મોટો સમજવાથી તે સાધક વધારે પડે છે. બીજા જેઓ ઓછું તપ કરતા હોય અને જેના ઉપર ભગવાનનો અનુગ્રહ થયો હોય તેની અદેખાઇ કરે છે. આ બધાથી એવી સાબીતી મળે છે કે તેઓ પોતાના કામનેજ મોટાં માને છે.

પ્રાર્થના એજ જીવનુ પોષણ છે અને તે અંદરના વિરહમાં છે. ગમે તેટલા દેહનાં તપથી અને એવાં બીજાં સાધનોથી શરીર શુદ્ધ થતું હોય, તે સાધના પવિત્ર હોય, છતાં તેનાથી આગળ વધાશે નહિ, તેનાથી અભિમાન વધશે. જો તે તપ અંતર્મુખ વૃત્તિથી પ્રેરાએલ ન હોય તો તેનાથી અહંકાર આવે છે.

જ્યારે જીવ સંસાર છોડી પરમાર્થને માર્ગે ચડે છે ત્યારે તેણે દેહના ભાવ નમ્ર રાખવા કે જેથી આત્માનો શુદ્ધ માર્ગ ખુલ્લો થાય. તે વખતે શરીરને

નમ્ર રાખવા માટે, પાપ દૂર કરવા માટે જાડાં કપડાં, અપવાસ, વગેરે યોગ્ય લાગે; પણ જે વખતે અંતરાત્માને માર્ગે જીવ પડે છે અને અંદરના વિરહમાં દાખલ થાય છે તે વખતે બહારના શરીરને દુઃખ દેવાનું છોડવું જોઇએ કારણકે અંદર કઇ ઓછું દુઃખ નથી. હૃદય નબળું પડે છે, છાતી દુઃખે છે, મગજ નબળું પડે છે, આખું શરીર નાલાયક બને છે; તેથી ડાહ્યા જીવે બહારના તપ તરફ ધ્યાન આપવું નહિ. ભગવાનના પ્રેમથી આકર્ષાઇને પોતાના હલકા ભાવવાળી સાધના કરવાની ઉતાવળ કરવી નહિ. શરીર અને આત્માને એક સાથે વાપરી તેઓની શક્તિ ક્ષીણ કરવી નહિ. જેમ જેમ અંતર્મુખ થતા જઇએ તેમ તેમ બહારની સાધના ઓછી થવી જોઇએ. પણ તું કહીશ કે સાધુઓ હમેશાં બહારનું તપ બતાવે છે. એનો જવાબ એ છે કે કેટલેક વખતે અમુક સંયોગોમાં અમુક વ્યક્તિ માટે અમુક વૃત્તિઓ દાબવા માટે જ્યારે જરૂર પડે ત્યારે તે વિવેકપૂર્વક વાપરવામાં આવે છે. એ સામાન્ય નિયમ નથી.



# પ્રકરણ ૨૬ સું

## અંદરનું અને બહારનું તપ.

જે દુઃખ અને તપ પોતાના પ્રયત્નથી માણસ ઉત્પન્ન કરે છે, તે બીજા માણસથી મળતા દુઃખની સાથે સરખાવતા ઓછી પીડા આપે છે. જ્યારે પોતાની ઇચ્છાથી ક્રિયા થાય છે ત્યારે પ્રમાણમાં દુઃખ ઓછું લાગે છે. તેનુ કારણ તે પોતાનુ ઉત્પન્ન કરેલું છે પણ બીજા માણસનુ આપેલ દુઃખ વધારે લાગે છે કારણકે તે બીજાનુ ઉત્પન્ન કરેલું છે. સાધનાની શરૂઆતમાં કેટલાક પોતાને દુઃખ દે છે પણ જ્યારે તે ઉત્તમ જ્ઞાનમાં પ્રવેશ કરે છે ત્યારે બીજા માણસ તેને દુઃખ આપે છે. ત્યારે પણ પોતાનો ઉત્તમ ભાવ છોડવો ન જોઇએ. બીજા દુઃખ આપે તેમાં સંતોષ માનવો જોઇએ.

આ અને તે, બાપ અને દીકરો, મિત્ર અને પોતે વચ્ચે કંઇ ભેદ જોવો નહિ. આ લોકો તને દુઃખ આપશે, તારી સામે થશે, તું લુચ્ચો છો, દંભી છો, મૂર્ખ છો એવું બોલશે, અને તારા માર્ગમાં વિઘ્ન

કરશે. ભગવાનને રસ્તે પડે છે તેને આવાં દુઃખ નડે છે. બહારનાં દુઃખ અને તપ કે જે તું તારા પ્રયત્નથી ઉત્પન્ન કર તેથી તને પૂર્ણતા મળશે નહિ. તારૂં તપ તારા શરીરને વશ કરશે, પણ તારા આત્માને શુદ્ધ કરશે નહિ, તે અંદરની વાસનાઓનો નાશ કરશે નહિ અને તેથી ધ્યાન બરાબર થશે નહિ.

આત્માની મદદથી શરીરને દુઃખ દેવું સરળ છે, પણ શરીરની મદદથી આત્માને દુઃખ દેવું સરળ નથી. એટલું ખરૂં છે કે આત્માના દુઃખ વખતે વાસના જીતવી પડે છે, અહંકાર અને દંભ જડમૂળથી કાઢવા માટે, જીવ ઉંચી સ્થિતિમાં હોય તો પણ, મરણ સુધી પ્રયત્ન કરવો પડે છે; માટે અંદરનું દુઃખ ઘણી સંભાળથી સહન કરવું, કારણકે બહારનાં દુઃખ અને તપ સારાં અને પવિત્ર હોય તોપણ પૂરતાં નથી.

જો કે સાધક જગતના બધા માણસોથી મળતી શિક્ષા ભોગવે અને ભારે તપ કરે તોપણ જ્યાં સુધી પોતાને ભૂલે નહિ અને અંદરનો વિરહ ખમે નહિ ત્યાં સુધી તે પૂર્ણ થઇ શકે નહિ

એક મહાત્માએ વીસ વર્ષ સુધી બહારનું તપ કર્યું. ત્યાર પછી ભગવાને તેને જે તેજ આપ્યું તે ઉપરથી તેને માલમ પડયું કે તેણે માત્ર શરૂઆત કરી હતી. તે વખતે તે સમજ્યો કે જ્યાં સુધી ભગવાન તેને દુઃખ આપી ન સુધારે ત્યાં સુધી તે કદી પૂર્ણ થાય નહિ. આ પ્રમાણે અંદરના તપમાં અને બહારના તપમાં ફેર છે.



# પ્રકરણ ૨૭ મું

## ભૂલનો ઉપયોગ.

જ્યારે તારાથી કંઇ ભૂલ થાય ત્યારે તે ગમે તેવી હોય તો પણ તારે તે વિષે મનમાં વિક્ષેપ કરવો નહિ. તે નબળા સ્વભાવનુંજ પરિણામ છે. દોષ તો થશેજ. માત્ર ભગવાનનો અનુગ્રહ માગ કે જેથી દોષ ઓછા થાય. જ્યારે ભૂલ પડે અને તને ક્રોધ આવે ત્યારે એ ચિહ્ન તને એમ બતાવે છે કે તારી અંદર હજુ અભિમાન છે; તને એમ લાગે છે કે તારાથી ભૂલ થાયજ નહિ. મોટા પવિત્ર અને પૂર્ણ માણસ પાસે પણ ભગવાન ભૂલ કરાવે છે. તેનું કારણ એ છે કે તેઓ ઇરાદાપૂર્વક દીન રહે અને હમેશાં યાદ રાખે કે તે દશાજ સારી છે.

તારાથી દોષ થાય તેમાં તને આશ્ચર્ય શું લાગે છે? નમ્ર થા, તારી ભૂલ સમજ. ભગવાનનો આભાર માન કે તેણે અનંત પાપમાંથી તને છોડાવ્યો છે કે જેમાં તું ઘણીવાર પડત, જેમાં તારી ઇચ્છાથી અને

વૃત્તિથી તું પડયો રહેત. આપણા ચંચળ સ્વભાવમાંથી કાંટા સિવાય શાની આશા રાખી શકાય? તેજ ભગવાનની આશ્ચર્યકારક કૃપા છે કે જેથી આપણે દરેક ક્ષણે અનંત ભૂલમાં પડતા નથી. તે ભગવાન આપણો હાથ પકડી ન રાખે તો આપણે આખા જગતને દુઃખ દઇએ એવા ખરાબ છીએ.

સામાન્ય દુશ્મન તને એમ સમજાવશે કે તું ભૂલ કરે છે, તું આત્મામાં સ્થિર નથી, તું ખરાબ રસ્તે ચાલે છે, તું સુધર્યો નથી, તું ભગવાન વગરનો છે, તેના અનુગ્રહને પાત્ર નથી, અને જો વળી કોઇ વખતે ફરીથી ભૂલ કરીશ તો કેટલી બીક, કેટલો ગોટાળો, કેટલા સંકલ્પ વિકલ્પ, અસુર તારા હૃદયમાં મૂકશે. તે તને એમ કહેશે કે તારો વખત નકામો જાય છે. તું કંઇ કરતો નથી, તારી પ્રાર્થના નિષ્ફળ છે, તારે ચાલવું જોઇએ તેમ ચાલતો નથી, ભગવાનને જેમ તું વચન આપે છે તેમ દુઃખ ખમતો નથી. દુઃખ વગરની પ્રાર્થના નકામી છે. આવાં વચનોથી તારામાં ભગવાનની કૃપા ઉપર અવિશ્વાસ ઉપજાવશે. તે તારા દુઃખને મ્હોટું કરી બતાવશે, અને

વારંવાર આવી ભૂલોથી તું પડતો જઇશ એમ સમજાવશે. અરે સુખી જીવ! તારી આંખ ઉઘાડ! સેતાનના આવા લુચ્ચા ભાવથી દબા નહિ. તે તને ખોટે રસ્તે લઇ જાય છે, તેથી સાવધ રહે. આવા વિચાર દાબ, વિચાર આવવાનુ બારણું બંધ કર, ખોટી બીક મૂક, હૃદયની નિરાશા મૂક, ભગવાનની દયામાં શ્રધ્ધા રાખ, ફરીથી ભૂલ પડે તો વધારે શ્રદ્ધા રાખ. ભગવાનમાં એટલી ભલાઇ છે કે તે માણસના દોષ ભૂલી માણસને બાળક માનીને ફરી રક્ષા આપે છે.



# પ્રકરણ ૨૮ મું

## ભૂલનો ઉપયોગ (ચાલુ).

જ્યારે ભૂલ થાય ત્યારે વખત ખોયા વગર, તેનો વિચાર કર્યા વગર, બીક વગર, વિક્ષેપ વગર શાંત થઇ રહે; છતાં નમ્રતાથી તારો દોષ જો, ભગવાન તરફ વૃત્તિ રાખ, તેની હાજરીમાં તને મૂક, તેની માફી માગ. તેને માટે શબ્દ વાપરવાની જરૂર નથી, તેણે તને માફી આપી કે નહિ તેનો વિચાર કરવાની જરૂર નથી. તું પડયોજ ન હતો એમ માની આગળ વધ.

જે માણસ બહાર નીકળ્યા પછી રસ્તામાં પડી જાય અને પોતાના પડવાનોજ વિચાર કર્યા કરે તે શું મૂર્ખ નથી? ડાહ્યો માણસ તે વખત ખોતો નથી, તે ફરીથી લડે છે, તરત ઉભો થાય છે અને જાણેકે પડયોજ નહુતો એમ આગળ વધે છે. જો તારે પૂર્ણતા અને અંદરની શાન્તિ મેળવવી હોય તો ભગવાનની ભલાઇમાં રાત દિવસ શ્રધ્ધા રાખ, ભૂલ થાય ત્યારે તેના અનુગ્રહમાં વિશ્વાસ રાખ, અને નમ્ર થઇ ભક્તિ કરવાથી તારા દોષ વખતે, તારી અપૂર્ણતા વખતે પણ તારી શ્રદ્ધા ચાલુ રહેશે.

જેમ જેમ ભૂલ થાય અને બીક લાગે તેમ તેમ વધારે હિંમત પકડ, દુઃખનો વિચાર ન કર; કારણકે જે ફળ ૪૦ વર્ષ સુધી ભગવાન નથી આપતા તે કોઇ વખતે આશ્ચર્યકારક રીતે એક ક્ષણમાં પુરૂં કરે છે. તેનુ કારણ તેનો હેતુ આપણને નમ્ર રાખવાનો અને પાપમાંથી છોડાવવાનો છે. ભગવાનની ઇચ્છાજ એવી છે કે આપણે ગુણથી સુધરીએ એટલુંજ નહિ પણ દોષથી પણ સુધરીએ. દોષને ગુણદ્રષ્ટિથી જોવા.

નાના નાના દોષ સુધારી ભગવાન આપણને મોટા દોષમાંથી બચાવે છે. આપણને નમ્ર રાખે છે કારણકે આપણા સ્વભાવને નમ્રતાની બહુ જરૂર છે. તેથી જોકે સંભાળથી ચાલવું કે જેથી દોષ થાય નહિ છતાં એકવાર દોષ થાય, હજારવાર થાય, તોપણ મ્હેં કહેલો ઉપાય અજમાવવો; એટલેકે ભગવાનના પ્રેમ અને દયામાં શ્રદ્ધા રાખવી, બીક જીતવી, અને ખોટા વિચાર છોડવા. આ સાધનથી તારો વખત નકામો જશે નહિ. દિલગીર થા નહિ, સારૂં ફળ મેળવ, આ ખજાનાથી તારો આત્મા કિંમતી થશે, તું પૂર્ણ થઇશ અને અન્દરની શાન્તિ મેળવીશ.

# પ્રકરણ ૨૯ મું

## બે જાતના સાધુ.

સાધુ બે જાતના હોય છે. અંતર્મુખ વૃત્તિવાળા અને બહિર્મુખ વૃત્તિવાળા. બહિર્મુખ વૃત્તિવાળા ભગવાનને બહાર શોધે છે. બુદ્ધિથી, કલ્પનાથી, વિચારથી, ઉપવાસથી શરીરને દુઃખ દઈ, ગુણ મેળવવા પ્રયત્ન કરેછે. વાળ ખેંચીને દેહને દુઃખી કરે છે, ઉગ્ર તપથી મૌન રહેવાનો ભારે પ્રયત્ન કરે છે, ભગવાનની હાજરીની લાગણી ઉત્પન્ન કરવાનો સંકલ્પ કરે છે, ભગવાનને પોતાની કલ્પના પ્રમાણે માને છે, કોઈવાર તેને ગોવાળીઓ માને છે, કોઈવાર તેને વૈદ માને છે, કોઈવાર તેને પિતા અને પ્રભુ માને છે, વારંવાર ભગવાનનુ નામ લેવામાં આનંદ લે છે, પ્રેમ બતાવવાની ક્રિયા કરે છે, બુદ્ધિથી તર્ક કરે છે, મનથી ધ્યાન કરે છે, મ્હોટા થવા ઇચ્છે છે, પોતાના પ્રયત્નથી બહારનું તપ દેખાડી પ્રેમના ઉભરા અને વિચારના તરંગ પાછળ દોરે છે, એમ માનીને કે આવી ક્રિયાથીજ ભગવાન તેની અંદર રહે છે. આ બહારનો રસ્તો છે, સારો છે પણ શરૂઆતવાળાનો છે. તે રસ્તે પૂર્ણતા મળતી નથી; એક ડગલું પણ આગળ વધાતું

નથી. ઘણા સાધકના જીવનમાં ૫૦ વર્ષની સાધના પછી તેઓ ભગવાન વગરના માલુમ પડયા છે, અહંકારથી ભરપૂર થયા છે, તેઓનામાં સાધુપણાનું માત્ર નામજ દેખાય છે.

ખરા સાધુ તો તેજ છે કે જે શરૂઆતની સાધના ઓળંગી, પૂર્ણતાને રસ્તે પડયા હોય અને જેને ભગવાને પોતાની અખૂટ કૃપાથી બહારના રસ્તેથી અંદર વાળ્યા હોય આવા માણસો બધી રીતે અંતર્મુખ રહે છે, ભગવાનના હાથમાં પોતાને સોંપી દે છે; પોતા વિષે બધું ભૂલી જાય છે; શ્રદ્ધાથી, સંકલ્પ વગર, રૂપ વગર, નામ વગર, ભગવાનની હાજરીમાં પોતાના આત્માને ઉંચો કરી મૂકે છે, છતાં ઘણી દ્રઢતાથી અંદરની શાન્તિ અને આરામ ભોગવે છે. તે દશામાં આત્મામાં એટલું જોર રહે છે કે ત્યાં મન, હૃદય અને શરીર તથા બધી સ્થૂલ શક્તિઓ પણ એકાગ્ર થઇ જાય છે

જે જીવો અંદરનું દુઃખ ભોગવીને પસાર થયા હોય, જેને ભગવાને અંદરનો વિરહ આપી શુદ્ધ કર્યાં હોય, જે ભગવાનને હાથે તેની મરજી પ્રમાણે આગળ

વધ્યા હોય; તેઓ પોતાના ગુરુ બને છે. કારણકે, દરેક પ્રસંગે તેઓ પોતાનો સંયમ જાળવી શકે છે. પોતાને ભૂલી ગયા હોય છે, તેથી તેઓ ઘણા આરામમાં અને શાન્તિમાં હોય છે. જોકે તેઓને ઘણીવાર કંટાળો અને મોહ ઉત્પન્ન થાય છે, તોપણ તેઓ તરત તે જીતી શકે છે, કારણકે તેઓનામાં ભગવાનની શક્તિ આવેલી હોય છે. વાસનાનું જોર તેમનામાં લાંબા વખત સુધી ટકી શકતું નથી. મોહ અને દુઃખની સૂચનાઓ લાંબો વખત ચાલે તોપણ અંતે તે સૂચનાઓ હારી જાય છે; કારણકે ભગવાનને સાથે રાખીને તે સાધુ લડે છે.

આવા સાધુને ઘણું તેજ મળે છે. મહાત્માઓનું જ્ઞાન, તેમના દિવ્ય ભાવ, તેમની નમ્રતા આવા સાધુને મળે છે. આવું જ્ઞાન મળે છે ત્યારે મૌન વૃત્તિથી તે અંદર વધારે છે, પોતાના આત્માને ઉચ્ચ સ્થિતિમાં રાખે છે, આત્મામાંથી કલ્પના અને બહારના દેખાવો દૂર કરે છે, શુદ્ધ પ્રેમથી જગતની બધી ચીજોના વિચાર છોડી દે છે, બહારની ક્રિયાઓ છોડી માળુમ તથા ભગવાન ઉપર પ્રેમ કરે છે; એટલો બધો કે, તે પ્રેમમાં પોતાને ભૂલે છે. બધાં કર્મમાં એવો

અનુભવ રહે છે કે તેઓ હૃદયથી અને આત્માથી ભગવાનનેજ ચાહે છે.

આવા સુખી અને ઉત્તમ સાધુ, જગતની કોઇ વસ્તુમાં સુખ લેતા નથી, માત્ર એકાન્ત ચાહે છે, બધા તેઓને ભૂલી જાય એમ ઇચ્છે છે. તેઓનું જીવન એટલું અસંગ હોય છે કે તેઓને ઘણી આધ્યાત્મિક સિદ્ધિઓ મળે છે તોપણ તેઓનો સ્વભાવ ફરતો નથી, તેઓને સિદ્ધિની અસર થતી નથી; જાણેકે સિદ્ધિ આવી નથી એમ વર્તે છે, હૃદયથી નમ્ર બને છે, અહંકાર ઉપર ધિક્કાર રાખે છે, પોતામાં કંઇ નથી એમ માને છે, ભગવાનનો અનુગ્રહ મળે તે વખતે પણ શાન્ત રહે છે, સમતા ખોતા નથી. અતિશય અનુગ્રહ હોય તે વખતે અને મોટા દુઃખ વખતે પણ સમતા રાખે છે. કોઇપણ સમાચારથી તેમને આનંદ થતો નથી, કોઇ બનાવ તેમને દિલગીર કરતો નથી, દુઃખથી તેમની શાન્તિ ઓછી થતી નથી, ભગવાનની ભક્તિથી ફુલાઇ જતા નથી, પણ અદ્‌ભૂત શાન્તિ અને સમભાવથી પવિત્ર રીતે પ્રભુની બીકથી જીવન ગાળે છે.



# પ્રકરણ ૩૦ મું

## બે જાતના સાધુ (ચાલુ).

જેઓ બહિર્મુખ હોય છે તેઓ એક પછી એક સિદ્ધિ મેળવવા માટે અને સિદ્ધિ રાખવા માટે સાધના કર્યા કરે છે, ઘણી મહેનત કરી પોતાના દોષ કાઢવાનો પ્રયત્ન કરે છે, યમ નિયમથી ઇચ્છાઓ દૂર કરવા પ્રયત્ન કરે છે. છતાં આવા પ્રયત્નોથી તેમને કંઇ મળતું નથી. કારણકે આપણી મેળે જે કરીએ તે અપૂર્ણ જ રહે છે. અંદરને રસ્તે એટલે ભગવાનની ભક્તિને રસ્તે ભગવાનજ સાધક હોવાથી સિદ્ધિ સ્થિર થાય છે, વાસના દૂર થાય છે, મનનો નાશ થાય છે, અપૂર્ણતા મટી જાય છે. આવો નિર્વિકલ્પ સ્થિતિવાળો સાધક, પ્રસંગ આવે ત્યારે ભગવાને પોતાના માટે જે સુખ રાખ્યું હોય તેનો વિચાર કર્યા વગર મુક્ત અને અસંગ થઇને ફરે છે. વળી આવા સાધુ ભગવાનના તેજથી પૂર્ણ બન્યા છતાં, તે તેજથી પોતાની દીનતા સમજે છે, પોતાનો અપૂર્ણ ભાવ જુએ છે. પોતાનામાં શી ખામી છે તે જોઇ વધારે

પૂર્ણ બનવા આગળ વધે છે. તેઓને દુઃખ થાય છે, પોતા ઉપર અણગમો આવે છે, ભગવાનની બીક હોય છે, પોતાને ધિક્કારતા હોય છે, ભગવાનમાં આશા હોય છે, તેઓ પોતાના સ્વભાવનો વિશ્વાસ કરતા નથી. જેમ જેમ પોતાને નમ્ર બનાવે છે, પોતે જેવા હોય તેવા સમજવા પ્રયત્ન કરે છે તેમ તેમ ભગવાનના અનુગ્રહને લાયક બને છે, તેની હાજરીમાં રહેવાને યોગ્ય થાય છે. તેઓ જે કામ કરે છે તેનો અને જે દુઃખ ભોગવે છે તેનો હિસાબ કરતા નથી. તેઓ નિત્ય પોતાને ભગવાનની અંદર શાન્તિથી અને મૌનથી મૂકે છે, (કારણકે તે સ્થિતિમાંજ ભગવાનને રહેવાનું અને આનંદ કરવાનુ સ્થળ છે) અંતર્મુખ થવું તેમને વધારે ગમે છે, ભગવાન વિષે બોલવું ગમતું નથી, આત્માના ગુપ્ત કેન્દ્રમાં અંતર્મુખ થઇ ભગવાનને જાણે છે, બીક અને પ્રેમમય ભાવથી ભગવાનની દૈવી અસર લે છે, પ્રવૃત્તિ વખતે પણ પોતાનો આત્મા જાણવા માટે અને પોતાને નમ્ર કરવા માટેજ પ્રવૃત્તિ કરે છે.

આવી સુખી દશા બહુ થોડા સાધુને મળે છે. એવા સાધુ બહુ થોડા છે કે જે પોતાને ધિક્કારે છે

અને પોતાને શુદ્ધ કરવા પ્રયત્ન કરે છે. જો કે અંદરને રસ્તે ઘણા દાખલ થાય છે, પણ તે રસ્તે ચાલુ રહેવું અને દરવાજા આગળ અટકવું નહિ એવું ઘણા થોડા કરી શકે છે. ભગવાન કહે છે કે અંદરનો રસ્તો બહુ થોડા માટે છે. તે માર્ગમાં એટલી બધી કૃપા સમાએલી છે કે કોઇ તેને લાયક થતું નથી. બહુ થોડા તેમાં ચાલી શકે છે કારણકે ત્યાં ઇન્દ્રિય માત્રનું મરણ છે અને એવી રીતે મરવાને બહુ થોડા ખુશી છે. એવી દશામાંજ આવી અમૂલ્ય વસ્તુ મળે છે; તેથી હવે તારે તને છેતરવો નહિ. એમ ખાત્રીથી સમજ કે બહારનો રસ્તો અને અંદરનો રસ્તો જુદો છે. અંદરને રસ્તે ભગવાનની હાજરીમાં કેવું ધ્યાન ચાલે છે, અંદર ભાવાતીત દશામાં કેટલી શાન્તિ રહેલી હોય છે તે તને સમજાશે. બહારનો અને અંદરનો સાધુ કેવો હોય તેનો તફાવત પણ તને જણાશે.



# પ્રકરણ ૩૧ મું

## આત્મસમર્પણ.

એક મહાત્મા કહે છે કે ભગવાનની સેવા કરવી હોય તો બીજાનુ ભલું કરવું અને દુઃખ ખમવું. જે માણસ સુખ અને સંતોષને રસ્તે પૂર્ણ થવા ઇચ્છે છે તે પોતાને છેતરે છે. તારૂં જીવન ભગવાન તેને માટે વાપરે, તને શરણ કરી સેવક બનાવે, અને એવી રીતે તારૂં જીવન પૂરૂં થાય તેના કરતાં વધારે સારો રસ્તો નથી. મહાત્માઓના રસ્તા સુખમય અને સુંવાળા હોતા નથી. તેમજ શબ્દથી કે દ્રષ્ટાંતથી એ રસ્તે જવાનું બીજાને તે કહેતા નથી. તે એમ કહે છે કે જો કોઇ માણસને મારી પાછળ આવવું હોય તો તેણે પોતાને ભૂલવો અને દુઃખ ખમવાનુ વ્રત લેવું.

સાધનામાં તું ભગવાનના પ્રેમની મધુરતા ચાખવાની શરૂઆત કરીશ, એટલામાં આસુરી ભાવ પોતાના દગાથી તારા હૃદયની અંદર એકાન્તની ઇચ્છા ઉત્પન્ન કરશે કે જેથી તું બીજાના વિક્ષેપ વગર કાયમ આનંદજનક પ્રાર્થના કરી શક.

## આત્મસમર્પણ

તારી આંખ ઉઘાડ અને સમજ કે આવો ઉપદેશ અને આવી ઇચ્છા તે સાચો રસ્તો નથી. આપણી ઇચ્છા પ્રમાણે મળતું સુખ લેવા માટે મહાત્માઓ રજા આપતા નથી પણ આપણુને ભૂલવાનું કહે છે. તે કહે છે કે જે પૂર્ણ બનવા ઇચ્છે છે તેણે પોતાની ઇચ્છા તદ્દન મૂકવી. બધી વસ્તુ છોડી, પોતાને પણ છોડી, માત્ર શરણભાવ રાખવો તેજ ખરા સાધકનો રસ્તો છે.

એવા ઘણા જીવ છે કે જે ભગવાનને શરણ થયા છે, જે ભગવાનને હાથે, ભગવાન પાસેથી મ્હોટા વિચાર, દેખાવ, મનની ઉર્મિઓ મળતી દેખે છે અને છતાં ભવિષ્ય કહેવું, ગુપ્ત બનાવ કહેવા, વગેરે સિદ્ધિઓ જેઓ અહંને રસ્તે દુઃખ ખમી નમ્રતાથી શરણભાવથી મેળવે છે તેવી બીજાને મળતી નથી

અરે જીવ, શરણ થઇ શકે તો તે કેટલું લાભકારક છે? ગરીબ થવામાં કેટલું ધન મળે છે? તિરસ્કારને પાત્ર થવામાં કેટલું માન છે? જગતથી તરછોડાવામાં કેટલો ઉત્તમ ભાવ મળે છે? દુઃખમાં કેટલું સુખ છે? અજ્ઞાની મનાવવામાં કેટલું જ્ઞાન છે? મહાત્માઓના જેવું દુઃખ ભોગવવામાં કેટલું સુખ

છે ? એક મહાત્મા કહે છે કે બીજાઓ ભલે ધનમાં, માનમાં, આનંદમાં અને મ્હોટાઇમાં મગરૂરી લે પણ અમને તો અમારૂં ભૂલવામાં અને દુઃખ ખમવામાં મ્હોટું માન લાગે છે. દુઃખની વાત તો એ છે કે એવો જીવ કોઇકજ હોય છે, કે જે આધ્યાત્મિક સુખપણ છોડે છે. ઘણા આ રસ્તે જાય છે પણ થોડાને ભગવાન પસંદ કરે છે પૂર્ણતાને માર્ગે ઘણા પડે છે, પણ થોડા ત્યાં પહોંચે છે. ધીરજ, નિત્ય ઉત્સાહ, શાન્તિ અને શરણભાવથી દુઃખ થોડા ખમે છે. બધી વસ્તુઓમાં પોતાને ભૂલવો, બીજાના મતને તાબે થવું, અંદરની બધી વાસનાઓ છોડવી, બધી રીતે પોતાનો નાશ કરવો, પોતાની ઇચ્છાની વિરુદ્ધ અને મનની વિરૂદ્ધ વર્તવું તે બહુ થોડા કરી શકે છે. આ ઉપદેશ ઘણા સમજાવે છે પણ બહુ થોડા પાળી શકે છે.

ઘણા આ રસ્તે ચડે છે અને શરૂઆતમાં મધુર અનુભવથી ઉત્સાહ રાખે છે, પણ આ મધુર અનુભવ અને સુખ ભોગવતા હોય એટલામાં જો દુઃખ આવી પડે, મોહ અને નિરસતા વિઘ્ન કરે તો એકદમ પાછા વળે છે, તેનો અર્થ એમ કે તેઓ પોતાને શોધતા હતા, ભગવાનને નહિ.

જે જીવોને તેજ મળ્યું હોય, જે અંદરની શાન્તિને રસ્તે પડ્યા હોય, છતાં દુઃખ ન ખમી શકવાથી પાછા પડ્યા હોય તેને ભગવાન પાછા અંધારામાં ન નાખે તો બહુ સારૂં.

પોતાના ઉપર પ્રેમ રાખવાનો આવો ભાવ જીતવો જોઇએ. આ સર્પ મારવો જોઇએ; તોજ શાન્તિને શિખરે પહોંચાશે. આ દુશ્મન દરેક ઠેકાણે હાજર હોય છે. આપણા કુટુંબની હાજરીમાં તે ઘણે ઠેકાણે રહેલો હોય છે. કોઇ વખતે તે ગુરુ પ્રત્યેની લાગણીમાં ગુપ્ત રહેલો હોય છે, કોઇ વખત આધ્યાત્મિક સુખની પાછળ ખોટા અભિમાનમાં રહેલો હોય છે, કોઇ વખત લોકો તરફથી મળતા માનમાં રહેલો હોય છે, કોઇ વખતે ભગવાનની શક્તિથી પકડાવાને બદલે તેને પકડવામાં હોય છે, કોઇ વખતે તબીયત સુધારવામાં, સારૂં માન મેળવવામાં, શરીરનું સુખ ભોગવવામાં તે રહેલો દેખાય છે; કોઇ વખતે પોતાના મતના આગ્રહમાં રહેલો હોય છે. આ બધા અહંકારનાં પરિણામ છે. જો તેનો નાશ ન થાય તો માણસ પૂર્ણતાને પામે નહિ, અંદરની શાન્તિની ગાદી ઉપર બીરાજી શકે નહિ.

# પ્રકરણ ૩૨ મું

## બે જાતના દુઃખ.

ભગવાન જીવને પવિત્ર કરવા માટે બે રસ્તાનો ઉપયોગ કરે છે. તે રસ્તે જીવને પૂર્ણ કરી તેજ આપી પોતાની સાથે એક કરે છે પહેલો રસ્તો કડવાં દુઃખનો, દીલગીરીનો, અંદરના વિરહનો છે. બીજો રસ્તો અધિરા અને ભૂખ્યા પ્રેમનો છે. કેટલીક વખત તે બન્ને રસ્તાનો ઉપયોગ કરે છે અને તે રીતે કેટલાક જીવને પૂર્ણતા આપે છે. કોઇ વખતે જીવને બહુ દુઃખમાં અને અંદરના વિરહમાં અને ભયંકર મોહમાં તે નાખે છે. બીજી વખતે આતુર પ્રેમમાં પોતાની શક્તિથી તેને પકડી રાખે છે કારણકે ભગવાનની જીવને તેજ આપવાની જેટલી વધારે વૃત્તિ અને તેની સાથે ઐક્ય કરવાની જેટલી ઇચ્છા તેટલું વધારે દુઃખ જીવમાં આવે છે, કારણકે જ્ઞાન અને ભક્તિ દુઃખથી ઉત્પન્ન થાય છે. તે પ્રેમની ખરી સાબીતી છે

દુઃખનો આવો મ્હોટો લાભ તને સમજાય તો કેવું સારૂં? દુઃખથીજ પાપ નિર્મૂળ થાય છે, જીવ

પવિત્ર થાય છે, ધીરજ ઉત્પન્ન થાય છે, પ્રાર્થનામાં આ અગ્નિ ઉડે છે, મ્હોટો થાય છે, ઉદારભાવ ઉત્પન્ન કરે છે, આજ ભાવ જીવને આનંદ આપે છે, ભગવાનની નજીક લાવી મૂકે છે, સ્વર્ગમાં દાખલ કરી આપે છે. આજ ભાવ ભગવાનના સેવકની કસોટી કરે છે, તેઓને ડાહ્યા શૂરવીર અને નિત્ય જીવનવાળા કરે છે. આજ રસ્તે ભગવાન તેઓનું કહેવું તરત સાંભળે છે. એક મહાત્મા કહે છે કે હું જ્યારે દુઃખમાં હતો અને મ્હેં ભગવાનને બોલાવ્યા ત્યારે તેણે મારૂં કહેવું સાંભળ્યું. આ રસ્તેજ જીવનો જીવભાવ નાશ પામે છે, જીવ સુધરે છે, પૂર્ણ થાય છે, અને છેવટે સ્વર્ગ મેળવે છે. આ રસ્તે માણસ દેવ થાય છે, તેનો સ્વભાવ ફરી જાય છે. ભગવાનના દિવ્ય ભાવ સાથે આશ્ચર્યકારક રીતે એક થાય છે. એક મહાત્મા કહે છે કેઃ—આ પૃથ્વી ઉપર માણસનું જીવન મોહુથી ભરેલું છે. જે માણસને મોહ નડે છે, અને જે મોહને જીતે છે તેજ સુખી છે. આવાં સાધનથીજ ભગવાન જીવને નમ્ર બનાવે છે, તેનો જીવભાવ નાશ કરે છે, તેનો ક્ષય કરે છે. તેને મારે છે, તેનો અહંકાર નાબુદ કરે છે, તેને પૂર્ણ કરે છે, તેને દૈવી બક્ષીસ આપે છે, આવાં દુઃખ

અને મોહથી તે તેને મુગટ પહેરાવી તેનામાં ફેરફાર કરે છે. એમ સમજ કે મોહ અને યુદ્ધ જીવને પૂર્ણ બનાવવા માટે જરૂરનાં છે. હે ભલા જીવ! દુઃખના અગ્નિમાં જો તું શાન્ત રહેવાનું જાણી શકે, દિલગીરીના સમુદ્રમાં નાહી શકે તો સ્વર્ગની બક્ષીસો કેટલી જલદીથી તને મળી શકે? કેટલી જલદીથી ભગવાનની કૃપા તારા આત્મામાં આવી શકે અને તેના નિવાસથી તું આનંદી અને સુખી થઇ શકે? એમ સમજ કે ભગવાન પોતાનો આરામ શાન્ત આત્મામાં લઇ શકે છે. જેની અંદર દુઃખ અને મોહથી વિકારો બળી ગયા હોય છે અને દિલગીરીના સમુદ્રથી જેની ખોટી ઇચ્છાઓ ધોવાઇ ગઇ હોય છે તેની અંદર તે પ્રવેશ કરે છે. આવો ભાવ ભગવાન દરેક ઠેકાણે ઉત્પન્ન કરતા નથી પણ જ્યાં શાન્તિનું સામ્રાજ્ય હોય અને અહંકાર નાબુદ થયો હોય ત્યાંજ રાખે છે.

પણ જ્યાં સુધી પોતાના આત્માના મૂળમાંથી વિકારો દૂર થાય નહિ, પોતાનુ અભિમાન, ઇચ્છા, આધ્યાત્મિક વિચાર, બીજા ઘણા લાભ તથા ગુપ્ત વાસનાઓ (જે અંદર રહેલી હોય, અને જે મહાન્

ભગવાનનો શાન્ત પ્રવેશ અટકાવતી હોય તે) દૂર ન થાય, જ્યાં સુધી અંદરની શુદ્ધિ થઇ ન હોય ત્યાં સુધી ભગવાનની કૃપાથી બહારની ઇન્દ્રિયોને શાન્ત કરી હોય તો પણ આ સુખી દશા ભોગવી શકાતી નથી, ત્યાંસુધી તારા આત્મામાં અંદરની ખરી શાન્તિ ઉત્પન્ન થશે નહિ. ભગવાન તારી સાથે એક થઇ તારો ફેર-ફાર કરશે ત્યારેજ તે ફેરફાર બરોબર થશે.

સદાચાર પણ જો શુદ્ધ થયો ન હોય તો આત્માની શાન્તિરૂપ મ્હોટી બક્ષીસને વિઘ્નકર્તા થાય છે. જ્યારે જીવને વધારે બક્ષીસની ઇચ્છા થાય છે, આધ્યાત્મિક આરામ જોઇએ છે, ભગવાનના અંદરના અનુગ્રહમાં આસક્તિ થાય છે, તેની સાથે રમવાનું મન થાય છે, અને એવી બીજી ઘણી ઇચ્છાથી આનંદ કરી મ્હોટા થવાનું મન થાય છે ત્યારે એમ સમજવું કે વિઘ્ન ઉત્પન્ન થયા છે. જેને પૂર્ણ બનવું હોય અને ભગ-વાનના અનુગ્રહથી પોતામાં ફેરફાર કરવો હોય તેનામાં કેટલી શુદ્ધિની જરૂર છે? જીવ કેટલો તત્પર જોઇયે? કેટલો નિરભિમાની અને કેટલો શૂન્ય હોવો જોઇયે કે જેથી ભગવાનના પ્રવેશને વિઘ્ન થાય નહિ અને તેનો નાદ હંમેશા સંભળાયા કરે?

ભગવાનના સ્વાગત માટે, જીવના ઉંડા ભાવમાં તૈયાર રહેવા માટે ભગવાનનું ડહાપણ હોવું જરૂરનું છે. જો મહાત્મા પણ પોતાના જીવને શુધ્ધ ન કરી શકે તો ક્ષુદ્ર જીવ, નબળો, અનુભવ વગરનો, શી રીતે શુદ્ધ કરી શકે? તેથી ભગવાન તને તેને ઠીક પડશે તેમ વાપરશે. તું નહિ સમજ તેવે રસ્તે શાન્તિથી તને તૈયાર કરશે. દુઃખ અને દિલગીરીના અગ્નિથી શુદ્ધ કરશે. તારે માત્ર અંદરનું અને બહારનું દુઃખ ખમવાની મંજુરી આપ્યા સિવાય કંઇ કરવાનું નથી. તું તારી અંદર ગભરાટ, અંધકાર, દુઃખ, વિરોધ, વિઘ્ન, ભયંકર નિરાશા, નિત્ય ખોટી સૂચનાઓ, અસુરોથી નિપજતા મોહ વગેરે જોઇશ. છેવટે, તું એટલો દુઃખી થઇશ કે તારૂં હૃદય ઉંચું થઇ શકશે નહિ; દિલગીરી અને ભારથી એટલું દબાશે કે શ્રધ્ધા, આશા, અથવા પ્રેમ પણ કરી શકીશ નહિ.

અહીં તું એકલો, તરછોડાએલો, વાસનાથી અધીરો થએલો, ક્રોધી, ખોટી ઇચ્છાવાળો, ક્ષુદ્ર, પાપી, ભગવાનથી તજાએલો, ગુણથી રહિત, નર્ક જેવા દુઃખવાળો, એકલો, રખડતો તને જોઇશ. તને ' એવો

વિચાર આવશે કે તેં ભગવાનને તદ્દન ગુમાવ્યા છે. આવું મ્હોટામાં મ્હોટું દુઃખ અને આવો કડવો અનુભવ પણ તને થશે.

પણ જોકે તને આટલું બધું દુઃખ થાય, તેનાથી તારામાં અધિરાઇ આવે, અભિમાન અને ક્રોધ આવે, તો પણ આ બધી મોહની શક્તિ અંતે જતી રહેશે. તારા જીવમાં તેને જગ્યા મળશે નહિ. અંદરની ભગવાનની બક્ષીસની શક્તિથી ભયંકરમાં ભયંકર દુઃખ અને મ્હોટામાં મ્હોટા મોહને તું જીતી શકીશ.

હે ભલા જીવ! નિત્ય શાન્ત રહે, નિત્ય શાન્ત રહે, તારી કલ્પના પ્રમાણે તું બનીશ નહિ. આવા દુઃખમાં ભગવાનની નજીક જઇશ તેટલો બીજી રીતે નહિ જઇ શક. સૂર્ય વાદળાથી ઢંકાય છે તો પણ પોતાની જગ્યા છોડતો નથી અને પોતાનું તેજ જરા પણ ઓછું કરતો નથી. ભગવાન આવું દુઃખમય વિઘ્ન તારા જીવમાં ઉત્પન્ન કરી તને શુદ્ધ કરે છે, શાન્ત કરે છે, કે જેથી તું આખોને આખો તેનો બની શક. જેમ ભગવાન આખા તને મળ્યા છે તેમ

આખો તને સોંપી દે કે જેથી અંતે તું તેના આનંદનું સ્થાન બની શક. જોકે તને દિલગીરી થયા કરે, તું રોયા કરે, તો પણ તે હસે છે; તારા જીવની ગુપ્ત જગ્યામાં તે આનંદ કરે છે.*



* એક વખત એક સાધુ માંદા પડયા અને ડાકટરે કહ્યું કે હમણાં થોડા દિવસ તમારે ભજન કરવાં નહિ. આ સાંભળી તેમણે બમણા જોરથી ભજન કરવા માંડયું અને ગાવા માંડયું કેઃ—

જ્યમ જ્યમ દરદ આવ્યા કરે,
ખૂબ ખૂબ ખુશી ત્યમ માણવીઃ
સમજી જવૂં કે દિલ્બરે કંઇ,
ભેટ આપી નવી નવી!

# પ્રકરણ ૩૩ મું

## અંદરનું દુઃખ

આ દુનીયાનો જીવ સ્વર્ગમાં રહેવાને લાયક બને, ભગવાનની સાથે એક થવાને પાત્ર થાય તે માટે મોહ અને દુઃખના અગ્નિથી તે પવિત્ર થવો જોઇએ. જેઓ ભગવાનના સેવક થાય છે તેઓને દુઃખ નડે છે, વિઘ્ન થાય છે, કલેશ ઉત્પન્ન થાય છે, પણ જે સુખી જીવ ભગવાનના અનુગ્રહથી અંદરને રસ્તે આગળ વધે છે અને અંતર્મુખ વૃત્તિથી શુધ્ધ થાય છે તેને ઘણા ભયંકર મોહ અને દુઃખમાંથી પસાર થવું પડે છે. જેઓ ધર્મને માટે મરી ગયા અને દુઃખી થયા તેના કરતાં પણ વધારે કડવો અનુભવ તેને સહન કરવો પડે છે.

જેઓ ધર્મના નામે મરી ગયા તેઓનું દુઃખ થોડાજ દિવસ રહ્યું અને નજીકમાં દેખાતા બદલાની આશાએ પોતાને તેઓ સુખી માનતા હતા; પણ જે એકાન્તવાસી જીવ પોતાનો જીવભાવ મારે છે, પોતાને

ધિક્કારી પોતાનું હૃદય શુદ્ધ કરે છે, ભગવાનથી પોતાને તજાયેલો જુએ છે, તે જીવ મોહ, અંધકાર, દુઃખ, વિઘ્ન અને દિલગીરીથી પોતાને ઘેરાયેલ અને જાણેકે તેને દરેક ક્ષણે મોતનો અનુભવ થતો હોય તેવો લાગે છે, વિરહની તીવ્ર વેદના ભોગવે છે, સુખની આશા વગરનું તે દુઃખ લંબાતા મરણ જેવું લાગે છે, તેથી તે હુમેશનું મરણ–દુઃખ ભોગવે છે. એમ કહી શકાય કે ધર્મના માટે મરનારા ઘણા હોય છે પણ શાન્ત અને શરણભાવે દુઃખ ખમનાર થોડા હોય છે.

જે વખતે માણસો ધર્મનો ઢોંગ કાઢવા માટે ધર્મ ગુરુઓ સામે થાય છે ત્યારે ભગવાન તેમને સુખ આપે છે, પણ જ્યારે જીવ અંદરને રસ્તે વળે છે ત્યારે ભગવાનજ દુઃખ આપે છે અને ભગવાન પોતે ગુપ્ત રહે છે. ફાંસી આપનારાની પેઠે બહારથી અસુરો જીવ અને શરીરને એટલું દુઃખ આપે છે કે માણસના અંદરથી અને બહારથી કટકે કટકા થાય છે. તારી દિલગીરી મટી શકે નહિ એવી લાગશે, તારૂં દુઃખ સુખથી છેટું લાગશે, સ્વર્ગ તારા ઉપર

કૃપા કરશે નહિ, દુઃખથી ઘેરાએલો, અંદરની દિલગીરીથી વિંટાએલો, અંધારામાં ડુબેલો, શક્તિ રહિત, તું પ્રાર્થનામાં અશક્ત લાગીશ, મજબૂત મોહ તને દુઃખ આપશે, શંકાઓ હેરાન કરશે, અને બુદ્ધિ પણ જતી રહેશે. બધી વાસનાઓ તને દુઃખ આપશે, આધ્યાત્મિક વાતો પણ દુઃખ દેશે, પુસ્તક વાંચવાથી આરામ મળશે નહિ, ધીરજની વાતોથી પણ કંટાળો આવશે તારી ભૂલો જોઇ ભગવાન જાણે નાશી જતા હોય તેવી બીક લાગશે. તેનો જવાબ ન મળતો હોય તે માટે નિરાશા જણાશે. તું વારંવાર ભગવાનની મદદ માંગીશ તો પણ સુખને બદલે ઠપકો અને અકૃપા જણાશે, અને જોકે આ વખતે ભગવાન તને છોડશે નહિ કારણકે તેની મદદ વગર એક ક્ષણ પણ જીવવું અશકય છે, તો પણ તેની મદદ એટલી ગુપ્ત રહે છે કે તારો જીવ તે જાણશે નહિ. આશા અને આરામના વિચાર થઇ શકશે નહિ. પોતાને મદદ વગરનો જોઇશ, તિરસ્કાર પામેલ પુરુષ જેવો પોતાને જોઇ તું નર્કનુ દુઃખ ભોગવીશ, મોત તારા આગળ ભમતું જણાશે.

પણ હે ભલા જીવ, જો તું સમજી શકે કે આવા દુઃખની વચ્ચે ભગવાન તારૂં કેવું રક્ષણ કરે છે તો તારૂં જીવન તને એટલું મધુર લાગશે કે ભગવાન તને જીવવા આપે છે એજ એક આશ્ચર્ય છે. હે સુખી જીવ! તત્પર રહે, ધીરજ રાખ, ગમે તેટલું ન ખમી શકાય એવું દુઃખ આવે છતાં તને રક્ષણ મળશે. ભગવાન તને ચાહુશે, પ્રેમને રસ્તે તને પૂર્ણ કરવા સિવાય બીજો તેને માટે કંઇ માર્ગ હોયજ નહિ તેવું તને જણાશે. જો તું તારો હેતુ ફેરવીશ નહિ પણ નિત્ય ખંત રાખી હેતુ છોડયા વગર તારો પ્રયત્ન ચાલુ રાખી, રાજી ખુશીથી ભગવાનને તારો ભોગ આપી શક તો (ભગવાનને દુઃખ આપવું હશે તો પણ) જ્યાં સુધી તારો અને તેનો પ્રેમમય સંબંધ નહિ થાય ત્યાં સુધી તેને નિરાંત વળશે નહિ. જેણે શૂન્યમાંથી ઘણી આશ્ચર્યકારક વસ્તુઓ બનાવી છે તે તારા જીવમાં શું નહિ કરે? જો તું માત્ર તત્પર રહે, શાંત રહે, શરણભાવ રાખી તું કંઇ હિસાબમાં નથી એમ સમજ તો હે સુખી જીવ! જ્યારે વિક્ષેપ હશે, દુઃખ હશે, આશાની આશા નહિ હોય, ત્યારે

પણ તને અંદરની શાન્તિ રહેશે, આરામ માટે બહાર જવાની જરૂર નહિ પડે.

આવાં દુઃખ આવે, તેથી દુઃખી થઇ શાંતિ છોડ નહિ પણ નમ્ર થઇ ખંત રાખ તારી બહાર જઇ મદદ શોધ નહિ. બધું કલ્યાણ મૌનમાં, દુઃખમાં, શાંતિથી ધીરજ રાખવામાં રહેલું છે. ત્યાં લડાઇ જીતવા માટે ભગવાનની શક્તિ તને મળશે. તારી અંદર તેજ પ્રભુ છે કે જે તારે માટે લડશે. તે પોતેજ શક્તિ છે. જ્યારે તું આવી ભયાનક દશામાં આવીશ ત્યારે પણ દિલગીરી અને રડવાનું તારી પાસેથી જશે નહિ. તેનું કારણ એ છે કે તું ઉત્તમ ભાવમાં પણ નમ્ર થઇ રહે. રડવા સિવાય અને દુઃખ સિવાય ભગવાનનો જબરો હાથ કોણ ખમી શકે. મ્હોટા મહાત્માઓને પણ દુઃખ પડયું છે અને તેઓએ ગરબડ વગર ભોગવ્યું છે. ભગવાન તારા કટકે કટકા કરે, તારી શ્રધ્ધાની કસોટી કરે, તો પણ ગભરાઇશ નહિ. દુઃખનો પ્યાલો ખુશીથી પી, પીઠ ફેરવ નહિ, દુઃખનો ઉપયોગ સમજ. દેવના સુખ કરતાં ભગવાનનું આપેલું દુઃખ સારૂં છે.

સારો લાભ સુખમાં નથી પણ શાન્તિથી ભોગવાતા દુઃખમાં છે. એક મહાત્માએ પોતાના શિષ્યને કહ્યું હતું કે તેને માત્ર દુઃખ ખમવાનો બદલો મળ્યો છે. કેટલીક સિદ્ધિઓ અને સમાધિનાં ભાવ માટે એને બદલો મળ્યો નથી.

જો કે આવું ભયંકર દુઃખ અને શાન્ત શુદ્ધિનો ઉપયોગ સમજાય છે, છતાં તેને કેટલાક સાધુ પુરુષોએ નર્કનું નામ પણ આપેલું છે, કારણકે તે ભોગવ્યા સિવાય રહેવું મુશ્કેલ છે. જેઓ તે દુઃખ ભોગવે છે તે મરતાં જીવે છે અને જીવતાં મરે છે. તે સહન કરવું જરૂરનું છે. મધુર આનંદને સ્થળે પહોંચવા અને ભગવાન સાથે એક થવા માટે તેની જરૂર છે. એવો કોઇ પવિત્ર જીવ નથી કે જેણે આ દુઃખ ભોગવ્યું ન હોય.



# પ્રકરણ ૩૪ મું

## અંદરનું બીજું દુઃખ.

બીજી જાતનુ દુઃખ જે વધારે લાભકારક છે, અને પૂર્ણતાના માર્ગે પડેલા જીવને વધારે ઉપયોગી છે તે ભગવાનના પ્રેમનો અગ્નિ છે. તે જીવને બાળે છે અને પ્રેમથીજ દુઃખ આપે છે. કેટલીક વખત પ્રેમની ગેરહાજરીથી દુઃખ થાય છે, કેટલીક વખત પ્રેમની મધુર હાજરીના ભારથી પણ દુઃખ થાય છે. આવી જાતના મધુર દુઃખથી નિરાશા આવે છે. કોઇ વખતે જીવ ભગવાનને પકડી આનંદ કરે છે, એટલો બધો કે તે જીવ પોતામાં સમાઇ શકતો નથી. કેટલીક વખત ભગવાન પ્રગટ થતા નથી, કે જેથી જીવ તેને શોધે અને પછી તેનો આનંદ કરે. આ બધા પ્રેમના સંયોગ વિયોગના ભાવો છે. પ્રેમી જીવ આવા વિરૂદ્ધ અકસ્માતોનાં સુખદુઃખ ભોગવે છે; તે તું સમજી શક તો કેવું સારૂં ? એક દ્રષ્ટિએ જોતાં યુધ્ધ ભયંકર લાગે છે, બીજી દ્રષ્ટિએ જોતાં તેજ મધુર અને આનંદકારક લાગે છે. પ્રેમની પીડા પ્રેમીઓજ જાણે છે; છતાં તે વિરહ દુઃખમય તેમજ સુખમય છે. તેથી

તેનાથી આ જીવનમાં છૂટી શકાતું નથી જેમ જેમ તેજ અને પ્રેમ વધે છે તેમ તેમ તેની સુંદર વસ્તુની ગેરહાજરી જણાતાં દુઃખ વધે છે. આ સુંદરતા નજીક લાગવી તે સુખ છે. તેને જાણી તે મય થવાની તીવ્ર ઇચ્છાથી જીવનમાં વિરહ દુઃખ આવે છે. જીવની પાસે તેના મોઢા આગળ ખાવા પીવાનું હોય છે છતાં તે ભૂખે અને તરશે મરે છે અને સંતોષ પામતો નથી, પ્રેમના સમુદ્રમાં ડૂબી તરફડે છે. જે હાથ રક્ષા આપી શકે છે તે નજીક છતાં તેની મદદ મળતી નથી. ભગવાન ક્યારે આવશે તે જીવ જાણતો નથી. કોને પસંદ કરશે તે પણ જાણતો નથી.

કોઇ વખતે જીવ અંદરના પ્રિયતમ પ્રભુનો અવાજ સાંભળે છે, તે અવાજ તેને બોલાવે છે. અંદરના ભાગમાં ભગવાન કાંઇક કરતા હોય, તેની છૂપી સાનથી જાણે પોતે મરી જતો હોય એમ લાગે છે. પોતે ભગવાનની નજીક છે, છતાં તેને પકડયા વગર કેટલો દૂર લાગે છે! આ જ્ઞાનથી નીશો ચડે છે, જીવ ભાવનો નાશ થાય છે, ભય ઉત્પન્ન થાય છે, કામ ઉત્પન્ન થાય છે, તેથી પ્રેમ મરણ જેટલોજ દુઃખકર મનાય છે. જેમ મરણ મારે છે તેમ પ્રેમ પણ મારે છે.

---

# પ્રકરણ ૩૫ મું

## વિરહ.

બહુજ સૂક્ષ્મ બાણ કે જે કુદરત આપણી તરફ ફેંકે છે તે આપણને વ્યવહાર તરફ કઠણ બનાવે છે, એટલા માટે કે આપણો સ્વભાવ સુધરે. કેટલાક સાધકોએ આ કુદરતની લુચ્ચાઇથી ખોટે રસ્તે ચડી પોતાનો આત્મા ગુમાવ્યો છે. જ્યાં સુધી જીવતો મરીશ નહિ ત્યાં સુધી તું તને પૂરો વશ કરી શકીશ નહિ અને તેથી આ સ્વાદિષ્ટ ફળ ચાખી શકીશ નહિ જે માણસની વાસના મરી નથી તેને બુદ્ધિ-પ્રસાદ મળતો નથી પ્રેરણા વગર અંદર દાખલ થવાનું અને આત્મરૂપે પરિણામ પામવું અસંભવિત છે.

તેથી જેઓ બાહ્ય દ્રષ્ટિવાળા છે તેઓને આ બક્ષિસ મળતી નથી. કોઇ અકસ્માતથી શાંતિ ખો નહિ. શાંતિ ખોવાથી દુશ્મનને અંદર આવવાનો રસ્તો મળે છે, તે તારી શાંતિ બગાડે છે. તેથી શરણ થા અને તને તદન ભૂલ. પોતાને ભૂલવું તે શરૂઆતમાં અઘરૂં છે. વચ્ચે સહેલું છે, અંતે બહુજ મધુર છે.

જો દરેક વસ્તુમાં તને ભગવાન ન મળે તો પૂર્ણતા તારાથી દૂર રહેશે.

એમ સમજ કે શુદ્ધ, પૂર્ણ અને જરૂરી પ્રેમ દુઃખમાં છે; પોતાની ઇચ્છાથી પોતાને ભૂલવામાં, શરણુભાવમાં, નમ્રતામાં, દીનતામાં, અને પોતાને વિષે હલકો મત રાખવામાં છે.

ભયંકર મોહ વખતે અને નિરાશા વખતે આત્માના અંદરના ઓરડામાં દાખલ થા, ત્યાં તું ભગવાનને જોઇ તદ્રૂપ થઇ શકીશ. તેની ગાદી અને તેનો નિવાસ તારી અંદરના ઉંડાણમાં છે. તને અંદર ખાલી જગ્યાનો અનુભવ થશે.

ઇન્દ્રિયોનો રસ ખોવાથી અધિરાઇ અને કડવાશ લાગશે. જ્યારે જીવ તદ્દન નમ્ર બને છે, દુઃખ ખમે છે, લોકોના તિરસ્કારને પાત્ર થાય છે ત્યારેજ ખરા પ્રેમનો અનુભવ થાય છે. એવા ઘણા માણસો હોય છે કે જેણે ઘણી પ્રાર્થના કરેલી હોય છે છતાં તેમને ભગવાનનો પૂરો અનુભવ હોતો નથી, કારણકે જ્યારે તેની પ્રાર્થના બંધ પડે છે ત્યારે તે દુઃખ ભોગવતા નથી અથવા ભગવાન તરફ લક્ષ રાખતા નથી.

શાંતિમય નિત્ય ધામ અંદર રાખવા માટે મન અને હૃદય ઘણાં શુદ્ધ રાખવાં, આત્માને શાંતિમાં રાખવો અને સર્વ રીતે શરણભાવ રાખવો તે જરૂરનુ છે.

આવા સરળ અને વિરહી જીવને ઇન્દ્રિયોના રસ મરણ જેવું દુઃખ આપે છે. ખાસ જરૂર વગર અથવા બીજાને લાભ મળે તે હેતુ સિવાય તેઓ કદી વાસનાને તાબે થતા નથી.

આપણા આત્માના ઉંડાણમાં આપણા સુખની જગ્યા છે. ત્યાં ભગવાન આપણને ચમત્કારો બતાવે છે. ત્યાં આપણે આપણા સ્વરૂપમાં વિંટાઇ ભગવાનની અનંત ભલાઇના સમુદ્રમાં આપણને ખોઇ અચળ રહી શકીએ છીએ. ત્યાં આપણા આત્માનું અપ્રમેય ફળ અને આશ્ચર્યકારક મધુર શાંતિ રહે છે. જે નમ્ર અને દીન જીવો આ ઉંડાઇએ પહોંચ્યા હોય છે તેઓ માત્ર ભગવાનની ઇચ્છાનુસારજ જીવવા ઇચ્છે છે, અને તે પ્રેમી પ્રભુ પોતાના મધુર અને સુન્દર નાદથી તેઓને બધી વાત સમજાવે છે

કેટલાક સાધુઓ અતિશય જોરવાળા હોય છે, તેઓ ધીરજથી શરીરનાં દુઃખો પણ ખમે છે. તેઓની ભગવાન સંભાળ લે છે. પણ જેઓ આત્માની શક્તિથી અંદરનુ અને બહારનું દુઃખ સંતોષ અને શરણ ભાવથી ખમે છે તેઓના ભાવ બહુ ઉમદા હોય છે. આ એવી જાતની પવિત્રતા છે કે જે ભાગ્યેજ જોવામાં આવે છે; કારણકે ભગવાનની નજરમાં તે અમૂલ્ય છે. જે સાધુઓ આ રસ્તે ચાલે છે તે બહુજ થોડા છે. આ જગત્માં એવા થોડા છે કે જેઓ પોતાનો વિચાર કર્યા વગર પોતાનોજ નાશ કરે.

સિધ્ધ પુરૂષોની બધા પ્રકારની સિધ્ધીઓ કરતાં પોતાના અહંકાર સહિત પોતાનો અત્યંત લય કરવો તે વધારે સારૂં છે. તેને ખબર નથી કે પોતે જીવતો છે કે મરી ગયો છે, ગુમ થયો છે કે પ્રગટ છે, હા પાડે છે કે ના પાડે છે. આજ ખરો દીન ભાવ છે અને સત્ય જીવન છે. આ દશાએ પહોંચવામાં તને લાંબો વખત લાગશે. તને એમ પણ લાગે કે તું એક પગલું આગળ વધી શકયો નથી છતાં તે ફળ માટે અધીરો થઇશ નહિ; કારણકે જે ફળ

ઘણાં વર્ષ સુધી ભગવાને છૂપું રાખ્યું હોય છે તે ઘણીવાર એક ક્ષણમાં મળે છે.

જે માણસ ભગવાન તરફથી અથવા માણસ તરફથી સુખની આશા વગર માત્ર અંધ શ્રદ્ધાથી દુઃખ ખમવા તૈયાર છે તે એટલો બધો આગળ વધતો હોય છે કે તેના દુશ્મન તેની સામે અયોગ્ય વર્તણુક રાખે અથવા તેને ભયંકર દેશમાં એકલો છોડી દે તો પણ તેઓની સામે થવા તેની ઇચ્છા થતી નથી. જે ભગવાનની કૃપાથી જીવે છે તેનામાં ભગવાન રહે છે. તે શરીર અને આત્માના દુઃખની વચ્ચે સંતોષી રહે છે; કારણકે દુઃખ અને દિલગીરી તેના જીવનનો આનંદ થઇ પડે છે.

વિરહદુઃખ મોટો ખજાનો છે. તેનાથી ભગવાન જેને પોતાનો ગણે છે તેને આ જીવનમાં માન આપે છે. જે ભલા માણસ છે તેના કલ્યાણ માટે બુરા માણસની જરૂર છે. તેવીજ રીતે અસુરો પણ આપણને હેરાન કરવાના હેતુથી કામ કરે છે પણ હેરાન કરી શકતા નથી. તે આપણું બહુજ ભલું કરે છે.

જે મનુષ્યનું જીવન ભગવાનને સ્વીકારવા યોગ્ય હોય તે દુઃખ વગર રહી શકે નહિ. જેમ જીવ શરીર વગર રહે નહિ, આત્મા અનુગ્રહ વગર રહે નહિ, પૃથ્વી સૂર્ય વગર રહે નહિ તેમ આવા પુરુષ દુઃખ વગર રહી શકે નહિ.

જેમ કણુસલામાંથી દાણો પવનથી નીકળે છે, તેમ ભગવાન દુઃખના પવનથી જીવમાંથી જીવભાવ કાઢી નાખે છે. જ્યારે ભગવાન જીવને દુ·ખ આપે છે ત્યારે કોઇ માણુસ તેને શાંત કરી શકતું નથી. બીજા પાસેથી શાંતિ મળે તે વધારે દુઃખદ થાય છે. જો તે જીવ પવિત્ર પ્રેમના રસ્તાના બધા નિયમો જાણુતો હોય તો ઘણાં દુઃખ અને વિઘ્નને વખતે બીજા જીવોના દીલાસાની આશા રાખે નહિ. તેઓના સ્વભાવ માટે દિલગીર પણુ થાય નહિ તેમજ આધ્યાત્મિક પુસ્તકમાંથી પણુ સુખની આશા રાખે નહિ; કારણુ કે આ બધાં દુઃખથી છૂટવાના ગુપ્ત રસ્તા છે જે જીવ એમ નથી માની શકતા કે દુઃખ અને દિલગીરી તેઓના મોટા લાભ માટે છે તે જીવ દયા પાત્ર છે. જેઓ પૂર્ણ છે તેઓ હંમેશાં મરવા

અને દુઃખ ખમવાની ઇચ્છા કરે છે. મરતાં અને દુઃખ ખમતાં જીવવા તત્પર રહે છે. જે માણસ ખમતો નથી તે ખાલી છે. ભગવાનના ભક્ત વધારે મહેનત અને વધારે દુઃખ માટે જન્મ્યા છે. તું તને છેતર નહિ અને શ્રદ્ધા રાખ કે તારો જીવ ભગવાન સાથે તદ્દન એક કરવો હોય તો તેણે પોતાને ખોવો જોઇએ. જીવન, લાગણી, જ્ઞાન, શક્તિ છોડવાં જોઇએ. જીવતો કે વગર જીવતો, મરતો કે વગર મરતો, દુઃખ ખમતો કે ન ખમતો, વિચાર વગર, કલ્પના વગર, ભગવાનની ઇચ્છા પ્રમાણે રહેવું જોઇએ.

પૂર્ણતાનો મહિમા વિરહ વગર, દુઃખ વગર, દિલગીરી વગર, દંડ અને તિરસ્કાર વગર એટલે કે પોતાની મેળે આ બધું સહન કર્યા વગર મળતો નથી. જે માણસને પોતાનો પગ રાખવા અને આરામ લેવા કંઇક જગ્યા છે, તથા જે બુદ્ધિ અને ઇંદ્રિયોથી અતીત થતો નથી તે જ્ઞાનનાં ગુપ્ત કબાટમાં કદી દાખલ થઇ શકશે નહિ. વાંચવાથી કદાચ જરા સ્વાદ અને સુગંધ આવશે પણ ઉપર જણાવેલ ભાવ મળશે નહિ.

---

# પ્રકરણ ૩૬ મું

## વિરહ (ચાલુ).

જ્યાં સુધી જીવ પોતાનો નાશ કરી ઇંદ્રિયોથી અને પોતાની શકિતથી મરશે નહિ એટલે કે જ્યાં સુધી પોતાનો જીવ ભાવ તદ્દન છોડશે નહિ ત્યાં સુધી ભગવાન તેના આત્મામાં પ્રગટ થશે નહિ. જ્યાં સુધી પૂર્ણપણે શરણુ રહી ભગવાન સાથે રહેવાનો નિશ્ચય નહિ કરે ત્યાં સુધી તે આ દશામાં આવી શકશે નહિ.

માન કે અપમાન, તેજ કે અંધારૂં, શાન્તિ કે અશાન્તિ, એ બધાને સમાન ગણવાં જોઇએ જીવને પૂર્ણ શાન્તિ મળે અને અંદરનો આરામ તે ભોગવી શકે તેટલા માટે તેણે ભગવાનમાં અને ભગવાન માટે જીવવું જોઇએ. જેમ જેમ તે પોતાથી મરશે તેમ તેમ તે ભગવાનને ઓળખશે, પણ જો તે આવું નિરભિમાનપણું નિત્ય રાખશે નહિ અને અંદરનુ દુઃખ ખમશે નહિ તો તે ઉંચી દશા કદી મેળવી શકશે નહિ; તેમજ ભગવાનને પોતાની અંદર રાખી શકશે

નહિ. તેને નિત્ય અકસ્માત નડશે, મનના સંકલ્પો એટલે કે પોતાનો મત, દુરાગ્રહ, રીસ, મારૂંજ કહેવું સાચું છે એવો પોતાનો બચાવ કરવો વિગેરે ભાવો તેના ઉપર આકર્ષણ કરશે કે જેથી જીવની કીર્તિ અને માન વધે; પણ આ બધા પૂર્ણતાના, શાંતિના, અને આત્માના શત્રુઓ છે. જુદી જુદી જાતના સાધુઓ જુદી જુદી દશામાં રહે છે તેનુ કારણ તેમને જુદી જુદી રીતે જીવભાવ મારવો પડે છે. જે જીવ હંમેશાં મરે છે તેમાં ભગવાન પોતાનું સ્વર્ગ. પોતાનું માન, સુખ અને આનંદ રાખે છે.

ધાર્મીક ક્રિયા કરવી, દુ.ખ ખમવું અને મરવું એ વચ્ચે ઘણો ફેર છે. ક્રિયા કરવી તે સુખકારક છે અને તે શરૂઆતના સાધક માટે જરૂરની છે. પોતાની ઇચ્છાથી દુઃખ ખમવું તે નિપુણ સાધકની સાધના છે પણ પોતે પોતાથી મરવું તે પૂર્ણ મહાત્માનુ કામ છે. તેવા મહાત્મા આ જગત્માં બહુ થોડા છે.

જો તારો જીવભાવ મારવા સિવાય તને બીજો કંઇપણ વિચાર ન હોય તો તું કેવો સુખી થા? ત્યારે તું તારા શત્રુ ઉપર વિજય મેળવીશ એટલુંજ

નહિ પણ તારા ઉપર પણ જય મેળવીશ કે જે વિજયની અંદર તને શુદ્ધ પ્રેમ, પૂર્ણ શાંતિ, અને ભગવાનનું ડહાપણ ચોક્કસ મળશે.

જ્યાં સુધી જીવ ઇંદ્રિયોને ન છોડે, તેના સ્વાદ નિર્મૂળ કરી મરે નહિ ત્યાં સુધી તે ભગવાનના ડહાપણનો અને અંતર્જ્ઞાનનો સરળ અને પુરો અનુભવ લઇ શકે નહિ અને તેમાં રહી શકે નહિ.

આધ્યાત્મિક માણસ માટે જે ખરૂં શિક્ષણ છે તે તારે શીખવું જોઇએ. તે એ છે કે બધી વસ્તુઓને તેને પોતાને ઠેકાણે રહેવા દે. તેને હેરવ ફેરવ નહિ. જરૂર હોય તેટલુંજ કામ કર. જે જીવ ભગવાનને મેળવવા બધું ખુએ છે તેને હંમેશને માટે બધું મળે છે.

કેટલાક સાધક આરામ શોધે છે, બીજા કેટલાક આરામ શોધ્યા વગર મળે તો તેનો ઉપભોગ લે છે, ત્રીજા પ્રકારના દુઃખ ભોગવે છે અને ચોથા પ્રકારના દુઃખ શોધે છે. પહેલા પ્રકારના કંઇ પ્રગતિ કરતા નથી, બીજા પ્રકારના ખરે રસ્તે ચાલે છે, ત્રીજા

પ્રકારના ખરે રસ્તે દોડે છે, અને ચોથા પ્રકારના ખરે રસ્તે ઉડે છે.*

ખરા વિરહી માણસનો સ્વભાવ એવો હોય છે કે તે સુખનો અનાદર કરે છે, સુખની ગણતરી એને દુઃખમય લાગે છે.

આનંદ અને અંદરની શાંતિ પ્રભુમય જીવનનાં ફળ છે, પણ જે જીવ પોતાના હૃદયની અંદર ભગવાનને શરણ થયો નથી તેને તે મળતાં નથી.

સારા કામના વિચાર જતા રહેશે; છતાં તે મેળવવા કે દૂર કરવા પ્રયત્ન કર નહિ. કારણ કે તે પ્રયત્નથી તારા મોક્ષમાં વિઘ્ન થશે અને ચિત્તમાં

---

*એમ કહેવાય છે કે 'મહાકાળ'ના સદ્ગત્ પ્રસિદ્ધ તંત્રીને પોતાનુ દેહાભિમાન કેટલું છે તે જાણવાની ઇચ્છા થઇ. તે ઉપરથી તેમણે એક વીછી પકડયો અને પોતાના હાથ ઉપર મુકી પોતાને કરડાવ્યો. વેદના થઇ પણ બહુ ન થઇ તે ઉપરથી તેમણે માન્યું કે હજુ કાંઇક કચાશ રહી ગઇ છે.

અશાંતિ થશે. પવિત્ર શિખામણ જે તારે યાદ રાખવી જોઇએ તે એ છે કે:– બીજા માણસના દોષ જો નહિ, તારા પોતાના દોષ જો, અંતર્મુખ વૃતિથી મૌન રહે, બધી વસ્તુઓમાં બધે વખતે જીવભાવ મૂક અને દુઃખ ખમ. આ રસ્તે ઘણા દોષ જતા રહેશે અને તારામાં ઘણા ગુણ આવશે. કોઇ વખતે કોઇ માણસનું ખરાબ જો નહિ. તારાં સગાં કે પાડોશીનો સ્વભાવ ખરાબ હોય તેનો વિચાર તારા હૃદયની શુદ્ધિ બગાડશે, તેને અશાંત કરશે, આત્માને તેની સ્થિતિમાંથી ચલાયમાન કરશે અને તેના આરામમાંથી દૂર કરશે. જો માણસોનું કહેવું તું સાંભળીશ અને લોકો જે કહે તે ઉપરથી તારી કિંમત આંકીશ તો તારામાં પૂર્ણ શરણભાવ કદી આવશે નહિ.

જે જીવ અંદરને રસ્તે જાય છે તે જો બુદ્ધિને અનુસરે છે, બુદ્ધિથી માણસ સાથે દલીલ કરે છે અને બુદ્ધિથી તેમના સાથે વર્તે છે તો પોતાને ખુએ છે. બુદ્ધિ છોડ અને શ્રદ્ધા રાખ કે ભગવાન હેતુપૂર્વક જીવને દુઃખ આપે છે; એટલા માટે કે તેથી જીવ નમ્ર રહે અને પૂર્ણ શરણભાવ રાખે. આ સિવાય ઉત્તમ ચારિત્રનો બીજો માર્ગ નથી.

જે સાધક સિદ્ધિઓ અને ચમત્કાર બતાવી શકે છે, જે મુડદાંને પણ જીવતાં કરી શકે છે તેના કરતાં જે સાધક પોતાની અંદર શરણભાવથી રહે છે તે ભગવાનને વધારે માન્ય થાય છે.

ઘણા જીવ શ્રદ્ધા સહિત થતી પ્રાર્થનાને માર્ગે ચડેલા હોય છે પણ દુઃખ ખમ્યા વગર તેનામાં અપૂર્ણતા રહી જાય છે અને અભિમાનથી ભરાઇ જાય છે. એમ ચોક્કસ સિદ્ધાન્ત તરીકે સમજ કે જે જીવ પોતાને ધિક્કારે છે, પોતાને શૂન્યવત માને છે તેને કોઇ નુકસાન કરી શકતું નથી.

આશા રાખ, દુઃખ ખમ, મૌન રહે, કોઇ વસ્તુ તને વિક્ષેપ કરે નહિ, કોઇ ભય આપે નહિ તેમ રહે. બધા ભાવનો અંત આવશે. માત્ર ભગવાનજ અવિકારી અને નિત્ય છે. ધીરજથી વધુ મળશે. જેને ભગવાન મળ્યા છે તેને બધું મળ્યું છે.



# પ્રકરણ ૩૭ મું

## દોષના ગુણ.

જો જીવ કંઇ દોષમાં પડે નહિ તો તે પોતાનો દોષ સમજી શકે નહિ. માણસની શિખામણ અને આધ્યાત્મિક પુસ્તક દોષ પ્રગટ કરતા નથી. જીવ પોતે જો પોતાની કંગાલ હાલત સમજે નહિ તો તેને અમૂલ્ય શાંતિ કદી મળશે નહિ, કારણ કે જ્યાં દોષનું ચોખું જ્ઞાન નથી ત્યાં ઉપાય મુશ્કેલ છે. ભગવાન કોઇ વખતે તારામાં એક દોષ ઉત્પન્ન કરશે, બીજે વખતે બીજો ઉત્પન્ન કરશે કે જેથી તું તને તારા જ્ઞાનથી ઘણીવાર પડેલો જોઇ તું કંઇજ નથી એમ સમજી શક. એ જ્ઞાનમાં ખરી શાંતિ, પૂર્ણ નમ્રતા, રહેલી છે. તું તારા સ્વભાવના દોષ સમજી શકે, તું કોણ છે તે જોઇ શકે, એટલા માટે કેટલીક અપૂર્ણતા વિષે હું નીચે પ્રમાણે ખુલાસો કરૂં છું:—

તું એટલો ચંચળ અને સુંદર છો કે ચાલતી વખતે અકડ રહે છે, કોઇ તને વિઘ્ન કરે તો નર્કમાં

પડવા જેવું લાગે છે, તારૂં કહેવું થાય નહિ અને તારી મરજીની સામે કોઇ થાય તો તરત રીસે ભરાઇ જાય છે.× પાડોશીના ઉપર દયા કરવાને બદલે તેના દોષ જુએ છે. તું તેવીજ ભૂલને પાત્ર હોવા છતાં તું તેને ઠપકો દે છે. તારા માટે કંઇ ચાહે છે અને તે મળે નહિ તો દુઃખી થાય છે અને કડવો થઇ જાય છે. પાડોશી જરા દુઃખ આપે તો તેને ઠપકો આપી ફરિયાદ કરે છે. જરાજરા બાબતમાં અંદરના અને બહારના ભાવમાં નાની અને નજીવી બાબતમાં પણ તું વિક્ષેપ પામી તને ખોઇ બેસે છે.

તું ખુશીથી ધીરજની ટેવ પાડે છે, પણ બીજાની ધીરજથી તને અધીરાઇ લાગે છે અને તારો દોષ

---

×પોતાનો ક્રોધ જીતવા માટે એક શેઠને ઇચ્છા થઇ. તે માટે તેણે મહીને ૧૫૦ રૂપીયાના પગારથી એવો નોકર રાખ્યો કે જે બીજાની હાજરીમાં તે શેઠનુ અપમાન કરતો. તેના જે મિત્રો તેને મળવા આવતા તે કહેતા કે આવો નોકર શા માટે રાખ્યો છે? તે જવાબ આપતા કે " મારો ક્રોધ જીતવા માટે ". વગર પગારના આવા નોકર આપણા કુટુંબમાં,

બીજા ઉપર નાખે છે. એમ સમજતો નથી કે તારો સ્વભાવજ તું સહન કરી શકતો નથી. જ્યારે પ્રસંગ પુરો થાય છે ત્યાર પછી તું લુચ્ચાઇથી જાણે બહુ ડાહ્યો હોય એમ તારૂં ડહાપણ સાબીત કરવાનો પ્રયત્ન કરે છે, દાખલા આપે છે, આધ્યાત્મિક દ્રષ્ટાંતો આપે છે; તારા દોષ સુધાર્યા વગર આવા કૃત્રિમ દેખાવો કરે છે જો કે તું ખુશીથી તારો દોષ જણાવે છે, તારી ખામીઓ માટે બીજા આગળ પરિતાપ કરે છે, તો પણ આમ કરવામાં તારો ખાસ હેતુ બીજા જે તારા દોષ જુએ છે તેના સંતોષ માટે હોય છે, કે જેથી તેઓ ફરીથી તને માન આપે. તેમાં ખરી દીનતા રહેલી નથી.

કેટલીક વાર તું એમ કહે છે કે, તારા દોષથી નહિ પણ ન્યાયની ખાતર તેં તારા પાડોશીની ફરિ-

---

સગામાં અને સંસારી મિત્રોમાં મળી આવે છે અને ઘણી વખત બે ત્રણ ફરજ એક વખતે ઉત્પન્ન થાય છે. તે વખતે પણ સાચો માર્ગ દેખી શકાય અને દ્રઢતાથી સ્વીકારાય તો ભગવાનનો અનુગ્રહ માનવો જોઇએ.

પોતાના વ્હાલા ગુરુઓ જેવા થાય. લોકો પોતાને વિષે કંઇ પણ ન જાણે એવું ઇચ્છે છે, ભગવાને જે આપ્યું તેનાથી સંતોષ માને છે, શરમથી પોતાના દોષ જુએ છે, બુદ્ધિથી પોતાને દીન કરતા નથી, પણ લાગણીથી પોતાને દીન માને છે. કોઇ પણ માનની તેઓને ઇચ્છા નથી, કોઇ દુઃખથી વિક્ષેપ પામતા નથી, કોઇ વિઘ્નથી ચીડાતા નથી, સમૃધ્ધિમાં અભિમાની થતા નથી, કારણકે તેઓ પોતાની દીનતા અને શૂન્યતા બરાબર જાણી પૂર્ણ શાંતિમાં હમેશાં ચંચળ રહે છે.

અંદરની અને સત્ય દીનતાની તને ખબર પડે એટલા માટે એમ સમજ કે તે દીનતા બહારની ક્રિયામાં રહેલી નથી. નીચે બેસી જવું, ફાટેલાં કપડાં પહેરવાં, દીન ભાષણ કરવું. આંખો બંધ કરવી, લાગણીથી રડવું, અને પોતાના દોષ જાહેર કરવા કે જેથી બીજા પોતાને દીન સમજે તેમાં ખરી દીનતા સમાએલી નથી. ખરી દીનતામાં તો દેખાવ વગર તારે તારો તિરસ્કારજ કરવો જોઇએ. ખરી દીનતા જ્ઞાનથી આવે છે. તને તારા ક્ષુદ્ર સ્વભાવ ઊપર એવો

તિરસ્કાર રહે કે દેવ આવીને તને દીન કહે તો પણ તું તને દીન માને નહિ

ભગવાનના અનુગ્રહનું તેજ જે જીવને મળે છે, તેનાં બે પરિણામ આવે છે. એક, તેમાં ભગવાનની મ્હોટાઇ જણાય છે. બીજું, તેમાં જીવની હલકાઇ જણાય છે. તેથી ભગવાનનો આભાર બતાવવાને જીભ ઉપડી શકતી નથી. તે જીવને એમ ઇચ્છા થાય છે કે બધા મને હલકો ગણે તે ખોટા અભિમાનથી અને દંભથી દૂર રહે છે અને એમ સમજે છે કે ભગવાનનો તેના ઉપર અનુગ્રહ થયો તે ભગવાનનીજ ભલાઇ છે તને કોઇ માણસ અથવા અસુર નુકસાન કરી શકતો નથી; પણ તારાથી, તારા પોતાના અભિમાનથી, તારી વાસનાના જોરથી તને નુકસાન થાય છે. માટે તારી પોતાની સંભાળ રાખ, તું પોતેજ તારા માર્ગમાં પડેલો મોટો રાક્ષસ છો માનનો વિચાર ન રાખ જ્યારે ભગવાને પોતેજ અવતાર લીધો હતો ત્યારે કેટલાક લોકો તેને મૂર્ખ કહેતા, ગાંડો કહેતા, અસુર કહેતા કેવી મુર્ખાઇ ? મહાત્માનુ અનુકરણ કર્યા વગર, લોકોના ઠપકા ખમ્યા વગર, દીનતા, ગરીબાઇ,

અને બીજા ગુણ પ્રાપ્ત કર્યા વગર સુખની ઇચ્છા કેમ રાખો છો?

ખરો દીન માણસ પોતાના હૃદયમાં આરામ લે છે અને શાંત રહે છે. ત્યાં ભગવાનની કસોટી સામે, માણસની કસોટી સામે, અસુરની કસોટી સામે, ઉભો રહે છે. બુદ્ધિ વાપર્યા વગર, તર્ક કર્યા વગર, શાંતિ અને આરામ ભોગવતો અચળ રહે છે. દીનતાથી જીવનમાં અને મરણમાં માત્ર ભગવાનને રાજી કરવાની ઇચ્છાવાળો રહે છે. બહારની વસ્તુઓ અને બનાવો જાણે બનતાજ ન હોય તેમ તેની શાંતિ બગાડતા નથી. દુઃખ, વિઘ્નો, અને મરણ પણ તેના આનંદનાં સ્થાન છે. તે આનંદ તે બહાર બતાવતો નથી. પણ અરે! આપણે કોની વાત કરીએ છીએ? જગતમાં આવા જીવો બહુ થોડા છે. આશા રાખ, ઉત્સાહ રાખ, દુઃખ ખમ, અજાણ્યો મર; તેની અંદર જ ખરી દીનતા અને પૂર્ણ પ્રેમ રહેલાં છે.

જો તું તને બરાબર દીન કહી શકે અને તુચ્છ માની શકે તો તારા આત્મામાં તને કેટલી શાંતિ મળશે? તું તારી ગરીબાઇ જાણતો હો તો પણ જ્યાં

સુધી બધા માણસો તે જાણે એમ ઇચ્છા ન રાખ ત્યાં સુધી તું ખરો દીન નથી. ત્યારેજ તને માનની ઇચ્છા નહિ રહે. દુઃખને ભેટ, ખોટા દેખાવને ધિક્કાર, તને પોતાને તુચ્છ માન અને કોઇ દુઃખ આવે તો તેને માટે કોઇને ઠપકો દે નહિ; પણ એમ સમજ કે તે દુઃખ બધાનું ભલું કરનાર ભગવાનના હાથથી આવેલ છે.

જો પાડોશીના દોષ દેખાય તો તારા દોષ પહેલાં જો. તને એમ લાગે કે પૂર્ણતાના રસ્તે તેં કંઇ પ્રગતિ કરી છે તો એમ સમજ કે તું બિલકુલ દીન થયો નથી, એક પગલું પણ આગળ વધ્યો નથી. છેવટે, જો તારે સુખી થવું હોય તો તને તુચ્છ માન, અને બીજા તને તુચ્છ કહે તેમ રહે.



# પ્રકરણ ૩૯ મું

## દીન માણસની ઓળખાણ.

દીન થવાનું ચાલુ રાખ, દુઃખ ભગવાન મોકલે છે એમ માની દુઃખને ભેટ, તિરસ્કારમાં આનંદ માન; માત્ર ભગવાન ઉપરજ સુખનો, આરામનો અને રક્ષણનો આધાર રાખ.

જગત ગમે તેટલું માન આપે તો પણ ભગવાન આગળ જેવો તું તારા ગુણથી શોભીશ તે કરતાં વધારે માન તને મળે તેમ નથી. ખરો દીન માણસ જગતમાં જે કંઇ માન મળે છે તેને ધિક્કારે છે, પોતાને પણ ધિક્કારે છે, માત્ર ભગવાનમાં આરામ લે છે. ખરો દીન માણસ શાંતિથી દુઃખ ખમે છે, ધીરજથી અંદરનો વિક્ષેપ સહન કરે છે. તે માણસ પવનની મદદથી ચાલતાં વહાણની માફક થોડા વખતમાં વધારે પ્રગતિ કરે છે.

ખરો દીન માણસ બધી વસ્તુમાં ભગવાનને જુએ છે. તેથી લોકો તરફથી ગમે તેવો તિરસ્કાર

દુઃખ કે વિઘ્ન આવે તો તે ભગવાનના હાથથી આવ્યું છે એમ માની શાંતિથી અને અંદરના આરામથી તેને આવકાર આપે છે. જે સાધનથી ભગવાન તેની કસોટી કરે છે તે સાધન ઉપર પ્રેમ રાખે છે.

જે માણુસને વખાંણુ ગમતાં નથી, જે વખાણુને શોધતો નથી, જે વખાણુથી દૂર રહે છે છતાં વખાણુ જ્યારે મળે ત્યારે જે આનંદ માને છે તે પૂરી દીનતા પામ્યો નથી. પોતે બધા પ્રસંગોમાં શાંત અને અચળ રહેતો હોય તો પોતાના વખાણુ એને દુઃખરૂપ લાગે છે.

જે માણુસ પોતાને ધિક્કારતો નથી, પોતાને તુચ્છ માનતો નથી તેનામાં અંદરની દીનતા આવી નથી. જેને પોતાની હલકાઇનું જ્ઞાન નથી, પોતાની ગરીબાઇ અને દોષ જે જાણુતો નથી તેને આ કિંમતી દવારૂપ દીનતા મળી નથી. જે માણુસ બહાનાં આપે છે, જવાબ આપે છે, તેનામાં સરળ અને નમ્ર હૃદય નથી. તેના પોતાના ઉપરી સામે જવાબ દેવાની ટેવ તે તેનુ ગુપ્ત અભિમાન બતાવે છે. તે અભિમાનથી તેના જીવનનો નાશ થાય છે. હઠથી પોતાનો બચાવ

કરવો તે દીનતા નથી. તેનાથી અશાંતિ, વિક્ષેપ અને દુઃખ થાય છે. નમ્ર માણુસ પોતાની અપૂર્ણુ-તાથી વિક્ષેપ પામતો નથી. જો કે તેનાથી તેના જીવને વિક્ષેપ થાય છે તો પણ તે માને છે કે શાંતિ ખોવી તે ભગવાનના પ્રેમની વિરૂદ્ધ છે. તેનાથી મ્હોટાં કામ થતાં નથી તેની તેને કંઇ પરવા નથી; કારણ કે તે પોતાનો શૂદ્રભાવ અને દોષ સમજે છે. પોતે કોઇનું કંઇ ભલું કરી શકે એવો છે એ માન્યતાજ તેને આશ્ચર્યકારક લાગે છે અને તેને માટે ભગવાનનો આભાર માને છે; એવા જ્ઞાનથી કે બધું ભગવાન કરે છે પોતાનાં બધાં કામમાં અસંતોષી રહે છે. ખરો દીન માણુસ બધું જુએ છે છતાં કોઇનો ન્યાય કરતો નથી. પોતેજ ખરાબ છે એમ માને છે. *

---

* દશ વર્ષ થયાં જર્મનીમાં પ્રોફેસર ઇન્સ્ટીને કરેલ "relativity" એટલે "સાપેક્ષવાદ" ની નવી શોધથી પણ એમ સિદ્ધ થયું છે કે જગતમાં અજ્ઞાન, દુઃખ વિગેરે જે અનુભવમાં આવે છે તેનું કારણ જગતનો સ્વભાવ નથી પણ જોનારની અપૂર્ણ સ્થીતિ એટલે જોનારના અહંકારથી ઉત્પન્ન થતી ખોટી દ્રષ્ટી છે.

ખરો દીન માણસ જે પોતાને દુઃખ આપતો હોય તેનું સારૂં બોલે છે. આવા સારા હેતુવાળા માણસ સામે કોણ ક્રોધ કરે ?

જેમ અભિમાન ભગવાનને ગમતું નથી તેમ ખોટી દીનતા પણ તેને ગમતી નથી; કારણ કે તે પણ લુચ્ચાઇ છે. બધી વાતો તેનાથી વિરુદ્ધ બને તો પણ ખરો દીન માણસ શાંતિ ખોતો નથી અને દુઃખી થતો નથી; કારણ કે તે તૈયાર હોય છે અને એમ સમજે છે કે પોતાની લાયકાતના પ્રમાણમાં પોતાને વધારે લાભ મળે છે. આસુરી વિચારોથી તે વિક્ષેપ પામતો નથી. મોહથી, દિલગીરીથી, એકલો પડવાથી, પોતાની શાંતિ ગુમાવતો નથી; પોતાની નાલાયકતા સમજે છે. આસુરી સ્વભાવરૂપ ખરાબ સાધનથી પણ ભગવાન તેને શિક્ષા કરે છે એમ માની ખુશી થાય છે. જે દુઃખ તે ખમે છે તે તેની પાસે કંઇ નથી. એવું કંઇ કરતો નથી કે જેની કિંમત કાંઇ લેખાય. જે માણસ આવી પૂર્ણ દીનતા પામ્યો હોય, પોતાની શાંતિ ખોતો ન હોય, પોતાને ધિક્કારતો હોય, પોતાને અપૂર્ણ સમજતો હોય,

દીન માણસની ઓળખાણ.

પોતાનાં દુઃખ જોતો હોય, તે આવું દુઃખ સહન કરવામાં ઘણું તપ કરે છે. આવાં ચિહ્નથી હૃદયની દીનતા જણાય છે. જે સુખી જીવ પોતાને તુચ્છ માનતો હોય તે હંમેશાં પોતાની તુચ્છતામાં ઉભરાઇ રહે છે. ભગવાન પોતાના ડહાપણથી તેનામાં પોતાનાં તેજ શાંતિ, આરામ અને પ્રેમ ભરી તેનો ઉદ્ધાર કરે છે.



# પ્રકરણ ૪૦ મું

## અંદરની એકાંત.

અંદરની શાંતિ માટે બહારના એકાન્તની જરૂર છે. જ્યારે ભગવાન મહાત્માઓને એકાંતમાં આદેશ આપે છે ત્યારે તેનો હેતુ એ હોય છે કે તેઓને અંદરની એકાંત મળે અને તે અંદરનો આરામ ઉત્પન્ન કરે. અંદરની એકાંત બધા જીવને ભુલવામાં, અનાસક્તિમાં, બધાં કર્મ, ઇચ્છા, વિચાર, વાસના છોડવામાં રહેલી છે. આજ ખરી એકાંત છે કે જેમાં જીવ અંદરના સમભાવથી, મધુરતાથી, પરમ કલ્યાણને રસ્તે ચડે છે.

આવી ભગવદીય એકતા જેનામાં આવી હોય તે જીવને રહેવા માટે અનંત જગ્યા મળે છે. જે ખરો એકાંતવાસી થાય છે તે સુખી જીવને અંદરની કેટલી ગુપ્ત અને વિશાળ જગ્યા મળે છે? ત્યાં ભગવાન વાતચીત કરે છે, જીવ સાથે સંકેત કરે છે, પોતે તેને પોતાથી ભરે છે, કારણ કે જીવ ખાલી છે.

પોતાના તેજથી અને પોતાના પ્રેમથી તેને ઢાંકે છે કારણ કે જીવ નાગો છે. તેને પોતાની સાથે એક કરે છે, તેનો ફેરફાર કરે છે કારણ કે તે એકલો છે.

અરે આનંદી એકાંત! નિત્ય સુખનું ચિહ્ન! દર્પણ! તારી અંદર નિત્ય પિતા નિત્ય દેખાય છે.

એકાંતની પ્રશંસા વાજબી છે. તે એટલી બધી એક છે કે ભાગ્યેજ કોઇક જીવ તેને શોધે છે, તેને ચાહે છે, તેને જાણે છે. અરે ભગવાન! જીવો પૃથ્વી છોડી આવા મહિમામાં શા માટે આવતા નથી? આટલો લાભ શા માટે ગુમાવે છે? માત્ર દૃશ્ય પદાર્થ ઉપર ઇચ્છા અને વાસના રાખવાથી આવો સારો લાભ મળતો નથી.

અરે સુખી જીવ! બધી વાત ભગવાનને સોંપ તો તું કેવો સુખી થા? તેનેજ શોધ, તેના સિવાય બીજું કોઇ નથી, તેને માટેજ રડ, બીજી કોઇ ચીજની ઇચ્છા કર નહિ, કોઇ ચીજ તને હેરાન કરશે નહિ. આધ્યાત્મિક લાભ પણ જોઇતો હોય તો એવી રીતે મેળવ કે તને તે મળે તોપણ તારી શાંતિ જાય નહિ.

જો આવી રીતે છૂટથી તારો જીવ ભગવાનને અર્પણ કરી દે અને અનાસક્ત થા. છૂટો અને એકાંતવાસી થા તો આ પૃથ્વી ઉપર તું સુખીમાં સુખી થઇશ. આવા પવિત્ર એકાંતમાં ભગવાન ગુપ્ત નિવાસ કરે છે. આવા રણમાં અને સ્વર્ગમાં ભગવાનની વાતનો આનંદ મળે છે. આવી અંતર્મુખ નિવૃત્તિમાં આશ્ચર્યકારક રીતે સર્વ શકિતમાન ભગવાનનો શબ્દ સંભળાય છે. જો તારે પૃથ્વી ઉપર આ સ્વર્ગ મેળવવું હોય તો દરેક જાતની ચિંતા છોડ; તને છોડ કે જેથી ભગવાનનો પ્રેમ તારી અંદર રહે.

વાસનાઓથી જેમ બને તેમ છૂટો રહે, તારા કર્તાને તારાપણું સોંપ, શાંતિ અને આત્માના આરામથી તને અર્પણ કરી દે. જેમ જેમ જીવભાવ છૂટતો જાય છે તેમ તેમ અંદરની એકાંતનો રસ્તો થાય છે, તે ભગવાનથી ભરાય છે. જેમ જેમ તું એકાંતવાસી અને ખાલી થાય તેમ તેમ ભગવાનનો આત્મા તે જગ્યાની અંદર ભરાય છે. એકાંત વગરનું જીવન સુખી જીવન નથી. આ સુખી જીવનમાં ભગવાન ભકતને વશ થાય છે અને ભકત ભગવાનને વશ

થાય છે; બન્ને વચ્ચે મધુર પ્રેમ જામે છે. આવું સત્ય અને એકાંતીક સુખ ભોગવી શકે એવા સાધક કેટલા થોડા છે?

ખરી એકાંત માટે જીવે બધાં ઉત્પન્ન થએલાં પ્રાણીઓને અને પોતાને પણ ભૂલવાં જોઇએ. નહિતર તે ભગવાન તરફ તદન નજીક કદી પહોંચી શકશે નહિ ઘણા માણસ બધી વસ્તુઓ છોડે છે પણ પોતાની ઇચ્છા, પોતાની લાગણી, પોતાનુ મન અને પોતાને છોડતા નથી. ખરા એકાંતી જીવ બહુ થોડા છે. કારણકે જો જીવ પોતાની બુદ્ધિથી. ઇચ્છાથી, મનોબળથી, આધ્યાત્મિક લાભથી,આધ્યાત્મિક વાતોના આરામથી પોતાને છોડે નહિ તો આવી અંદરની એકાંતનું મ્હોટું સુખ તેને કદી મળશે નહિ.

ભલા જીવ! આગળ વધ. ઢીલ કર્યા વગર અંદરનાં એકાંતના સુખ તરફ આગળ વધ. તારા અંદરના કેન્દ્રમાં દાખલ થવાનુ ભગવાન તને કહે છે તે તું જો. ત્યાં તે તને નવો બનાવશે, ફેરવશે, ઢાંકશે; આનંદનું, શાંતિનું, સંતોષનુ અને સમભાવથી ભરેલું નવું સ્વર્ગ દેખાડશે.



# પ્રકરણ ૪૧ મું

## ભગવાનની બક્ષીસ.

એક વખત અંતર્મુખ થવાની અને અંતરવૃત્તિ રાખવાની તારા આત્માને ટેવ પડી, તું દુઃખ ખમી શકયો, ઇચ્છાઓનો નાશ કરી શકયો, અંદરની અને બહારની ઉપાધિઓને ભેટી શકયો, પોતાની વાસનાઓને ખુશીથી મૂકી શકયો, પોતાપણું છોડી શકયો, તો ભગવાન તને જરૂર નિવૃત્ત કરી તને ખબર પડયા વગર પૂર્ણ આરામ આપી ઉંચે ચડાવશે. ત્યાં ભગવાન મધુરતાથી, મિત્રતાથી, તેનાં તેજ, પ્રેમ, શક્તિ તારામાં દાખલ કરી બધા ગુણોનો સત્ય સ્વભાવ તારામાં પ્રગટાવશે.

જગતના નાથ જીવની શક્તિનો લોપ કરીને જીવને મધુર આરામવાળી નિદ્રામાં મૂકે છે. ત્યાં જીવ ઉંઘે છે. પોતે મધુર સુખ કેમ ભોગવે છે તે સમજ્યા વગર શાંતિ અને આનંદ ભોગવે છે ત્યાં જીવ શાંત દશામાં ચડેલો ઉત્તમ ભાવ પાસે છે. આ એકતાથી

તેને થાક લાગતો નથી. આ ઉત્તમ પ્રદેશની અંદર અને આત્માના પવિત્ર દેવળમાં જે ઉત્તમ લાભ રહે છે તે પ્રગટ થાય છે અને જીવને સ્વરૂપનો લાભ મળે છે કે જે લાભ ઇંદ્રિયોથી અતીત હોવાથી માણુસ સમજી શકતો નથી ત્યાં એક પવિત્ર આત્મા કે જે પરમાત્મા છે તે જીવને વશ કરી તેનો પતિ બને છે, તેનામાં પોતાનુ તેજ ભરે છે. આ અતિ-પવિત્ર અને પૂર્ણ સંયોગના સુખ માટે જે જ્ઞાન જરૂરનું છે તે આપે છે. જે જીવ આવા મધુર અને દૈવી સંબંધથી પાછો આવે છે તે તેજ અને પ્રેમથી ભરેલો રહે છે. પ્રભુના મહિમા તરફ તેને માન રહે છે, પોતાનો ક્ષુદ્ર ભાવ જાણે છે. પોતાને દૈવી ભાવ-માં ફરેલો જુએ છે અને દુઃખ ખમવાને તથા સદ્-ગુણમાં વર્તવાને તૈયાર રહે છે. તે સરળ, શુદ્ધ, અંત-ર્મુખ ધ્યાનવાળો રહે છે. અંદર પ્રભુ પ્રગટ થાય છે તેજ વખતે તેની ભલાઇ, શાંતિ, મધુરતાનો અનુભવ થાય છે, વિચાર રહિત શુદ્ધ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. અંદરની મૌન વૃત્તિમાં આવો અનુભવ થાય છે. ભગવાનજ આનંદ આપે છે, આકર્ષણ કરે છે, આધ્યા-ત્મિક શુદ્ધિ અને મધુરતાથી ઉંચે ચડાવે છે આ

બધી આશ્ચર્યકારક બક્ષીસ છે કે જે તેના અનુગ્રહને પાત્ર થાય તેને મળે છે. જેવી ભગવાનની ઇચ્છા તે પ્રમાણે તે રહે છે. જો કે આ જીવન સુખને બદલે દુઃખથી ભરેલું છે તો પણ જ્યાં સુધી જેવી ભગવાનની ઇચ્છા હોય તે પ્રમાણે તેના ભાવરૂપ આ બક્ષીસનો અનુ-ભવ રહે છે.

જો તું નીતિના રસ્તે અને અંદરના દુઃખના રસ્તે આગળ વધ્યો નહિ હો તો આવું દૈવી અમૃત કદી ભોગવી શકીશ નહિ. જ્યાંસુધી તું રાજી ખુશીથી શાંતિ, મૌન, વિસ્મૃતિ અને અંદરની એકાંતનો અનુભવ લઇ ન શકે ત્યાંસુધી આ અમૃત તને મળશે નહિ. વાસનાઓના ઘોંઘાટ અને તોફાન વચ્ચે ભગ-વાનનો અંદરનો પ્રેરણાત્મક મધુર શબ્દ સાંભળવો કેમ બને ? પોતાની કલ્પનાઓ અને પોતાના વિચારો વચ્ચે શુદ્ધ આત્માનો શબ્દ કેમ સંભળાય ? જે જીવ પોતે હમેશાં મરે નહિ અને સુખ તથા સંતોષનો ત્યાગ કરે નહિ તેનું અંદરનું ધ્યાન માત્ર અભિમાન-વાળું, દંભવાળું અને અહંકારી રહે છે.



# પ્રકરણ ૪૨ મું

## ભગવાનની બક્ષીસ (ચાલુ).

ભગવાન અંતર્મુખ વૃત્તિવાળાને પોતાનો ભાવ એકદમ આપી દેતા નથી. કોઇ વખતે થોડો અનુગ્રહ કરે છે, કોઇ વખત વધારે કરે છે. કોઇ વખત જીવ તરફથી આત્મભોગ અને ત્યાગની રાહ જોતા નથી. આ બક્ષીસ માત્ર તેની કૃપાનું ફળ હોવાથી તેને ગમે ત્યારે આપે છે અને ગમે તેમ આપે છે. આ કૃપાના ઉપર કંઇ નિયમ નથી અને તેની મ્હોટાઇનું માપ નથી. અંતર્જ્ઞાનના સાધનથી ભગવાન જીવનો જીવભાવ મટાડી તેને જીવતાં મરવા દે છે.

કેટલીક વખત ભગવાન બુદ્ધિમાં ઘણું તેજ આપે છે, કેટલીક વખત હૃદયમાં વધારે પ્રેમ ઉત્પન્ન કરે છે. તેથી નિરાશ થવાની જરૂર નથી. ભગવાન જે આપે તે લેવું અને તેની ઇચ્છા પ્રમાણે એક થઇ રહેવું; કારણ કે તે પ્રભુ છે. જ્યારે તે જીવને પ્રેમનિદ્રા આપે છે ત્યારે પોતે તેને પકડે છે, પોતાની શકિત

તેનામાં વાપરે છે; છતાં, જીવને તે ક્રિયાની ખબર પડતી નથી.* તેથી અનુગ્રહ આવ્યા પહેલાં જીવ પકડાઇ જાય છે, તેના વિચાર ફરી જાય છે, તેનો સ્વભાવ ફરી જાય છે, આવી સુખી દશામાં જે જીવ હોય તેને બે બાબતો છોડવી જોઇએ. એક તો પોતાની જીવભાવે ક્રિયા અને બીજી આસક્તિ. જીવભાવને મરવું ગમતું નથી. પોતાની ક્રિયા ઉપર પ્રેમ હોવાથી પોતાને રસ્તે તે કામ કરવા અને વિચાર કરવા મથે છે. ભગવાનની અસર માટે જો પૂર્ણ આરામ અને શકિત મેળવવી હોય તો માણસે શ્રદ્ધાથી આત્મ સમર્પણ કરવું જોઇએ, પોતાનું બલિદાન આપવું જોઇએ, બલિરાજાના જેવું દાન આપવું જોઇએ.

---

* જ્યારે કોઇ કુમારીનો વિવાહ થાય છે ત્યારે વિવાહના સમારંભમાં ભેગાં થયેલાં બધાં માણસોને તે ઓળખતી નથી, બધાને ઓળખવાની જરૂર પણ નથી, છતાં તે એટલું જાણે છે કે આ બધા મારે માટે તૈયારી કરે છે. તેવીજ રીતે જગતના સંજોગો અને અંદરની પ્રેરણા જીવ ન સમજે પણ તે તેના સુખ માટે છે.

## ભગવાનની બક્ષીશ.

વારંવાર સ્વતંત્ર ક્રિયાની ટેવથી બલિદાનમાં વિઘ્ન નડે છે. અંતર્જ્ઞાન ઉપર પણ આસકિત ન રાખ, જ્યાં ભગવાન ન લાગે તે બધું છોડ; તેમજ બીજો લાભ, અંદર કે બહાર ભગવાનની ઇચ્છા વગર શોધ નહિ. એક શબ્દમાં કહીએ તો જે રીત તારે વાપરવી તે શુદ્ધ, શાંત, પૂર્ણ પ્રાર્થના માટે લાયક થવા માટે વાપરવી. ભગવાનના હાથમાં તને સોંપી તદન શાંત થઇ જા, તેની ઇચ્છાએજ ચાલ. તેની ખુશી પ્રમાણે તારૂં કામ થશે. તેને જે આપવાની ઇચ્છા હોય તે પૂર્ણ શાંતિથી લે.

આવું અંદરની પ્રાર્થનાનું ફળ બહુ થોડા લઇ શકે છે; કારણ કે થોડાજ સાધક પોતાની ક્રિયા અને શક્તિ છોડે છે અને આવી ભગવાનની અસર લઇ શકે છે. જેઓને અનુભવ હોય તે તે જાણે છે. વારંવાર દુઃખ ખમવાથી અને મન તથા ઇચ્છાઓ મારવાથી અને અનાસક્ત ભાવથી ભગવાનની કૃપા મળે છે. તારા જીવમાં જે પરિણામ આવે તેનો કોઇ દિવસ વિચાર કરીશ નહિ. આ બાબત અહીં ખાસ ધ્યાનમાં રાખવાની છે. કારણ કે ભગવાન પોતાની શક્તિથી

જે સારો ભાવ ખીલવે છે તેને તારા ભાવથી વિઘ્ન થાય છે. તારે તો માત્ર અર્પણ થઇ રહેવું, વિસ્મૃતિ રાખી બેદરકાર થઇ રહેવું, તારા સમજ્યા વગર ભગવાન તારા આત્માને એવો સ્વભાવ આપશે કે તું નીતિમાન થઇ રહીશ, તને દુઃખમાં સુખ લાગશે, તારા જીવભાવનો ધિક્કાર થશે અને તેનો નાશ થશે, પૂર્ણતાનો અનુભવ થશે, ખરી ઇચ્છા જન્મશે, તથા શુદ્ધ સંબંધ થશે.



# પ્રકરણ ૪૩ મું

## અંદરના સાધન.

અંતર્જ્ઞાન અને પૂર્ણ પ્રેમના અનુભવ માટે બે રસ્તા છે. પ્રથમ ભગવાન ઇન્દ્રિયોને રસ પડે એવો અનુભવ જીવને આપે છે, કારણકે જીવ બહુ નબળો છે. આવા શરૂઆતના અનુભવ વગર તે સ્વર્ગની ચીજોના ફળ તરફ ઉડી શકે નહિ. આ પહેલે પગથીએ તેને જરા વિરહ ભાવ થાય છે, પરિતાપ થાય છે; પોતાનુ ભલું કરનાર ઉપર ધ્યાન ચોંટે છે, જગતની ઇચ્છાઓ અને ખરાબ ટેવો જડમૂળથી કાઢે છે; કારણકે સ્વર્ગનું રાજ્ય નબળા જીવથી જીતાતું નથી. જેઓ પોતાની સાથે યુદ્ધ કરી શકે છે તેઓજ તે જીતી શકે છે. બીજો રસ્તો અંદરની ઇચ્છા. જેમ જેમ સ્વર્ગની વસ્તુઓનું સુખ મળે છે તેમ તેમ તે વસ્તુઓની વધારે ઇચ્છા થાય છે. તેનો આત્મિક આનંદ મળતાં તે વધે એવી ઇચ્છા થાય છે અને જગત્‌ની ચીજો તરફ તિરસ્કાર છૂટે છે. આવી ઇચ્છાથી જીવને મહાત્માઓના જીવનનું અનુકરણ

કરવાની વૃત્તિ થાય છે; કારણકે તેઓ સત્યનો માર્ગ બતાવે છે. આ માર્ગના પગથીઆનાં નામ ઉદારતા, નમ્રતા, દીનતા, ધીરજ, ગરીબાઇ, પોતાનો ધિક્કાર, દુઃખ, પ્રાર્થના અને વિરહ છે.

અંતર્જ્ઞાનના પણ પગથીઆં છે. પહેલું શાંતિ કે જ્યાં જીવ ભગવાનથી ભરાય છે, જગતની બધી ચીજોને ધિક્કારે છે, ભગવાનના પ્રેમથી સંતોષ માની રહે છે. બીજું અંદરની જાગૃતિ; અહીં ભગવાનના પ્રેમથી મનનો વિકાસ થાય છે, આત્માની ઉન્નતિ થાય છે. ત્રીજું ભગવાનનું રક્ષણ; તેનાથી બીક જાય છે, જીવ ભગવાનના પ્રેમથી એટલો ભરાય છે, તેની ઇચ્છાને એટલો વશ રહે છે કે જો ભગવાનની ઇચ્છા તેને નર્કમાં નાખવાની હોય તો ત્યાં જવાને પણ તૈયાર રહે છે. અહીં તેને ભગવાન સાથે ઐક્યનો એવો સારો અનુભવ થાય છે કે તેને ભગવાનથી અને તેના કિંમતી ભાવથી છુટા પડવું અસંભવિત લાગે છે.

અંતર્જ્ઞાનનાં બીજાં પણ પગથીઆં છે. જેવા કે વિરહાગ્નિ, એકતા, ઉચ્ચ ભાવ, તેજ, સુખ અને

આરામ. પહેલાથી જીવનો અંધકાર જાય છે, બીજાથી તેના ઉપર લેપ ચડે છે, ત્રીજાથી તે ઉંચો થાય છે, પછી તેને અંતર્જ્ઞાન મળે છે, પછી સુખ અને આરામ મળે છે. આ પગથીએ જીવ આધ્યાત્મિક રસ્તે ચડે છે. પહેલું પગથીઉં વિરહાગ્નિનું છે, તેમાં જીવને ભગવાનના તેજનું કિરણ મળે છે, તેનાથી અનન્ય ભક્તિ જામે છે, તેથી મનુષ્યનો સ્વભાવ સુકાઇ જાય છે. બીજું મધુર એકતા, એટલે આધ્યાત્મિક દારૂ કે જે જીવમાં સર્વત્ર વ્યાપી તેને શિક્ષણ આપે છે, શક્તિ આપે છે, ભગવાનનુ સત્ય લેવાને તૈયાર કરે છે. કેટલીક વખત સ્થુલ ભાવમાં પણ તે વ્યાપે છે કે જેથી તેને ધીરજ રહે અને ઇંદ્રિયના સુખ જેવું પણ વિચિત્ર ઉત્તમ પ્રકારનુ સુખ મળે છે. ત્રીજું, અંદરના માણસની ઉત્કૃષ્ટતાનું છે કે જેથી તેને પવિત્ર પ્રેમનો ઝરો મળે છે. ચોથું પગલું તેજનું છે કે જેથી તેનામાં જ્ઞાન આવે છે. તેથી જીવ જ્ઞાનભાવે અંતર્મુખ થાય છે, સત્ય મેળવે છે, સ્પષ્ટતાથી વધારે સ્પષ્ટા તરફ વળે છે. તેજથી વધારે તેજ તરફ, જ્ઞાનથી વધારે જ્ઞાન તરફ વળે છે અને ભગવાનથી દોરાય છે. પાંચમું પગલું ભગવાનની મધુરતાનો

મહિમા આપે છે. ભગવાનના કિમતી ઝરામાંથી તે મધુરતા નીકળે છે. છઠું પગલું મધુર શાંતિ કે જે અંદરના યુદ્ધની જીતથી અને વારંવાર થતી પ્રાર્થનાથી નિપજે છે. આ અનુભવ બહુ થોડાને મળે છે. અહીં એટલો આનંદ અને શાંતિ હોય છે કે જેથી જીવને મધુર નિદ્રા મળે છે અને જાણે પોતે ભગવાનના હાથમાં સુખથી સુતો હોય એમ લાગે છે.

બીજાં કેટલાંક અંતર્જ્ઞાનનાં પગલાં છે; જેવાં કે સમાધિભાવ, નૃત્ય, ઉર્મિંઓ, એકતા, ફેરફાર, કે જે હું અહીં કહેતો નથી; કારણ કે તે સમજાવે તેવાં ઘણાં પુસ્તકો છે. જેઓને આ લાગણીઓનો અનુભવ નથી તેઓ આગળ આ ભાવ એ આંધળા માણસ આગળ સૌદર્ય જેવું છે અથવા બહેરા આગળ ગીત જેવું છે. ટુકામાં, કહીએ તો શાંત રાજાના આરામની શાંત જગ્યાએ ચડવાનાં આ બધાં સાધન છે.



# પ્રકરણ ૪૪ મું

## અંદરનો માણસ.

અંદરના અનુભવવાળા માણસને જાણવાનાં ચાર ચિન્હો છે. પ્રથમ તેની બુદ્ધિ એવી હોય છે કે માત્ર શ્રદ્ધાના તેજથી તે ક્ષણમાં વિચાર કરી શકે છે અને તેનું હૃદય એવું હોય છે કે ભગવાન તરફ પ્રેમ ઉત્પન્ન થાય એવી ક્રિયા સીવાય બીજી કોઇ ક્રિયા કરતું નથી. બીજું ચિહ્ન જ્યારે બહારનાં કામ પૂરાં થાય અને પ્રવૃત્તિ બંધ પડે ત્યારે બુદ્ધિ અને હૃદય ભગવાન તરફ સહેલાઇથી વળી જાય છે. ત્રીજું બહારની બધી ચીજ જાણે કે જોઇ ન હોય અને વાપરી ન હોય તેવી રીતે ભૂલી જવાય છે. ચોથું, જ્યારે માણસ બહારની વસ્તુઓ સાથે સંબંધ કરે છે ત્યારે જાણે કે જગત્‌માં નવો દાખલ થતો હોય તેવો અનુભવ થાય છે, વાતચીતમાં વિઘ્ન લાગે છે અને ખાસ જરૂર વગર વાતચીત કરવી ગમતી નથી.

આવો જીવ બહારની પ્રવૃત્તિથી મુક્ત હોય છે, અંદરની એકાંતમાં સહેલાઇથી દાખલ થાય છે, કે

જ્યાં તે ભગવાન સિવાય કંઇ જોતો નથી. તેનામાં પોતાને જુએ છે. શાંતિથી, પ્રેમથી, વિક્ષેપ વગર તેને ચાહે છે, ત્યાં ગુપ્ત કેન્દ્રમાં ભગવાન તેની સાથે નમ્ર રીતે બોલે છે, તેને નવું રાજ્ય, ખરી શાંતિ અને આનંદ શીખવે છે.

આવા આધ્યાત્મિક એક દેશી અને નિવૃત્ત જીવની શાંતિ કદી ભાંગતી નથી. જો કે બહારથી તેને વિઘ્ન નડતાં હોય પણ તે તોફાન અંદરના સ્વર્ગ સુધી પહોંચી શકતાં નથી. તે સ્વર્ગમાં પવિત્ર અને પૂર્ણ પ્રેમ રહે છે અને જો કે તે પોતાને તજાએલો અને લોકોથી વિરુદ્ધ મતવાળો કોઇ કોઇ વખત જુએ છે, છતાં આ બધાં તોફાનનું જોર બહારજ ચાલે છે.

આવા ગુપ્ત અને પરમપ્રેમનાં ચાર પરિણામ આવે છે. પ્રથમ, તેજ એટલે ભગવાનના મહિમાનું અને પોતાની શૂન્યતાનું અનુભવાત્મક જ્ઞાન. બીજું, અંદરનો વિરહાગ્નિ કે જેને લઇને ભગવાનના પ્રેમાગ્નિમાં બળી મરવાની તીવ્ર ઇચ્છા થાય છે. ત્રીજું, મધુરતા કે જે શાંતિમય, આનંદમય અને મધુર

ફળરૂપ છે. ચોથું ભગવાનમાં શક્તિનો લય કે જેનાથી તેમાં ડૂબેલો જીવ એટલો નવો અને ભગવાનથી ભરેલો થાય છે કે તે પોતે કંઇ શોધતો નથી, ઇચ્છા કરતો નથી, વિચાર કરતો નથી, માત્ર ભગવાનનો અનંત મહિમા જોઇ આનંદી રહે છે.

આવા પૂર્ણ ભાવથી બે પરિણામ નીપજે છે. એક, ભગવાન માટે દુઃખ ખમવાની ઘણી હિંમત. બીજું, ચોક્કસ આશા અને દ્રઢ વિશ્વાસ કે પોતે ભગવાનને કદી ખોઇ ન શકે અને પોતે તેનાથી કદી જુદો થઇ ન શકે. અહીં અંદરની નિવૃત્તિમાં ભગવાને પોતાનું સ્વર્ગ રાખેલું છે. અંદર તે સ્થિતિ હોય તો જગતમાં કામ કરતાં છતાં આપણે ઉત્તમ થઇ શકીએ છીએ. જો તારે જાણવું હોય કે કયો જીવ આવી રીતે નિવૃત્ત થાય છે અને ભગવાન તરફ એક હૃદયથી જુએ છે તો હું તને કહું છું કે તે એજ જીવ છે કે જે દુઃખમાં, આત્માની નિરાશામાં, દરેક વસ્તુની ખોટ વખતે પણ, દઢ અને અચળ રહી શકે છે. આવા નિત્ય અને અંતર્મુખ વૃત્તિવાળા જીવ બહારથી દુઃખી અને ભગવાનમાં લય પામેલા હોય છે. જે

ભગવાનનુ હંમેશાં ધ્યાન કરે છે તેઓને રહેવા જુદી જગ્યા નથી. તેઓ ભગવાનમાં અને ભગવાનના થઇ રહે છે, તેઓ હજાર સૂર્ય કરતાં વધારે ચળકે છે. ભગવાન કે જે પ્રેમસ્વરૂપ છે, પિતા છે, તેનાં આ વ્હાલાં બાળકો છે. આ સાધુઓ, પરમાત્માની પસંદ કરેલી ગોપીઓ છે. જેનુ મન પવિત્ર છે તે ત્રણ ચિહ્નોથી જાણી શકાય છે. એક, તત્પરતા કે જે આત્માની શક્તિ છે, કે જે બધા પ્રકારની આળસ અને બે-દરકારી દૂર કરે છે, નીતિને રસ્તે શ્રદ્ધાથી જીવને દોરે છે. બીજું, તપ કે જે પોતાની શૂન્યતા અને દીનતા સમજતાં છતાં વિઘ્ન સામે થતી આત્માની શક્તિરૂપ છે. ત્રીજું, સુખી દશા, એટલે આત્માની મધુરતા કે જે બધા પ્રકારની અદેખાઇ, અણગમો, બીજા તરફ ક્રોધ, વીગેરે દૂર કરે છે.

જ્યાં સુધી મન શુદ્ધ થયું નથી, પ્રેમ પવિત્ર થયો નથી, સ્મરણશક્તિ ખાલી થઇ નથી, બુદ્ધિ તેજસ્વી થઇ નથી, મનોબળ નિશ્ચિત થઇને અગ્નિ ઉપર ચડયું નથી ત્યાં સુધી જીવ ભગવાન સાથે તદ્દન એક થવાને લાયક થતો નથી; કારણ કે

પરમાત્મા પોતે શુદ્ધ છે, તેજસ્વી છે, જ્ઞાન સ્વરૂપ છે, આનંદી છે. તેથી જે જીવમાં તે રહે છે તે જીવમાં પણ શુદ્ધિ, શાંતિ, તેજ, જ્ઞાન, આનંદ આવવાં જોઇએ. શુદ્ધ મનને મળતો સત્ ચિત્ આનંદનો આ કિંમતી અનુભવ તેઓનેજ પ્રાપ્ત થાય છે કે જે તત્પરતાથી પ્રમાદ વગર ભગવાનનો પ્રેમ શોધે છે અને જગતમાં હલકા ગણાવા ઇચ્છે છે.



# પ્રકરણ ૪૫ મું

## દિવ્ય જ્ઞાન.

દિવ્ય જ્ઞાન એટલે ભગવાનની પરિપૂર્ણતાનું અને વસ્તુઓનું અંદર મળતું નિત્ય જ્ઞાન, કે જે કલ્પનારૂપ ન કહેવાય પણ સાક્ષાત્કારરૂપ કહેવાય. સાયન્સનું જ્ઞાન પ્રકૃતિનુ જ્ઞાન છે. દિવ્ય જ્ઞાન ભગવાનના મહિમાનું જ્ઞાન છે. ભગવાનનું જ્ઞાન અંદરથી મળે છે. પહેલા પ્રકારનું જ્ઞાન એવું હોય છે કે જે મુશ્કેલી અને પ્રયત્ન વગર મળતું નથી. બીજા પ્રકારના જ્ઞાનમાં જો કે પોતે બધું જાણે છે તો પણ જાણવાની ઇચ્છા કરતા નથી. એક શબ્દમાં કહીએ તો સાયન્સવાળા માણસો જગતની વસ્તુઓના જ્ઞાન માટે પ્રયત્ન કરે છે અને ડાહ્યા માણસો ભગવાનમાંજ લય પામી જીવે છે. ડાહ્યા માણસમાં આત્માની સરળ ઉચ્ચતા આવે છે, કે જેનાથી પોતાથી જે હલકું હોય તે સ્પષ્ટ રૂપે જુએ છે. તેના જીવનનું અને તેની મિલ્કતનુ અનિત્યપણું જાણે છે. આવી રીતે જીવ સરળ થાય છે; તેજસ્વી, સમતાવાળો, આધ્યાત્મિક, તદ્દન

અંતર્મુખ અને ઉત્પન્ન થએલ દરેક ચીજથી રહિત હોય છે. આવા નમ્ર જીવનાં હ્રુદયો ભગવાનની દિવ્ય મધુરતા તરફ ખેંચાય છે અને ભગવાનની શાંતિ અને સુખની અતિશયતાથી ભરાઇ જાય છે. તે ડાહ્યો માણસ કહે છે કે મને બધી વસ્તુઓ એકદમ મળી ગઇ, બધી ચીજો સાથે આવી ગઇ. ઘણા માણસો મનથી જીવે છે, પોતાની કલ્પના અને ઇંદ્રિયોનાં તરંગથી પોતાનો ન્યાય કરે છે; પણ ડાહ્યા માણસ દરેક વસ્તુમાં જે સત્ય રહેલું હોય છે તેનાથી તે વસ્તુઓનો ન્યાય કરે છે. તેનાં બહારનાં પરિણામો તે સમજે છે, તેનો વિચાર કરે છે, વસ્તુની અંદર દાખલ થાય છે, વસ્તુથી અને પોતાથી અતીત થઇ રહે છે.

ડાહ્યો માણસ કરે છે ઘણું અને બોલે છે થોડું દિવ્ય જ્ઞાન ડાહ્યા માણસની ક્રિયામાં અને શબ્દોમાં દેખાય છે. તેણે પોતાની વાસના, પ્રવૃત્તિ અને લાગણીઓ જીતેલી હોવાથી તે સ્વભાવ તેના દરેક કામમાં સ્વચ્છ જળની માફક દેખાઇ આવે છે; ત્યાં દિવ્ય જ્ઞાન ચોકખું પ્રકાશે છે.

જે માણસો દીન થયા વગર માત્ર ચર્ચાથી સંતોષ માનનારા હોય છે તેઓને આશ્ચર્યકારક સત્યની સમજણ મળતી નથી. જેઓ ભગવાન ઉપર પ્રેમ કરે છે અને પોતાને ધિક્કારે છે તેઓજ તે જાણી શકે છે. તેથી જે જીવ આ સાધન પકડે છે તે ચમત્કારી બને છે, ખરા દીન બને છે, ભગવાનની ગુપ્ત વાર્તામાં દાખલ થાય છે. જેમ જેમ માણસ સ્થુલ વાસનામાં રહે છે તેમ તેમ તે અંદરના આવા ચમત્કારી જીવનથી દૂર જાય છે. સામાન્ય રીતે જે માણસ ચર્ચા કર્યા કરતો હોય અને વિચારના તરંગ બાંધતો હોય તેનામાં દિવ્ય જ્ઞાન પ્રગટ થતું નથી. છતાં જેનામા આ બન્ને ભાવ હોય છે, જેઓ વિદ્વાન હોય છે અને તે સાથે જેને ભગવાનની કૃપાથી ચમત્કારી જીવન મળ્યું હોય તેઓ પૂજ્ય છે, સ્તુતિપાત્ર છે. ચમત્કારી અને ડાહ્યા માણસોના બહારના કામ નિષ્ક્રિય ભાવથી થાય છે. તે કામ જો કે તેઓને દુઃખ આપે છે તો પણ તેમના કામમાં સંખ્યા, વજન અને માપનું વ્યવસ્થિતપણું રહે છે.

વિદ્વાનો કે જેનો આત્મા ખીલ્યો ન હોય તે જો કે સારી વાર્તાઓ કહી શકતા હોય, સારૂં વર્ણન

આપી શકતા હોય, સૂક્ષ્મ દલીલ કરી શકતા હોય, અને મોટાં દ્રષ્ટાંત આપી શકતા હોય તો પણ તેમનામાં ભગવાનનો શબ્દ સમાતો નથી. તે શબ્દ માણસના છે, તે ખોટું સોનું છે. આવા ગુરૂઓ શિષ્યોને બગાડે છે, તેઓને દંભ અને અભિમાનથી ધવરાવે છે; તેથી બન્ને ભગવાનથી રહિત થાય છે.

આવા ગુરૂઓ દોષવાળી સૂક્ષ્મ વાતો શિષ્યોને સંભળાવી રોટલીને બદલે પત્થરા આપે છે, ફળને બદલે પાંદડાં આપે છે, ખરા ખોરાકને બદલે ઝેરવાળું મધ આપે છે. આ લોકો માનની પાછળ મથે છે. પોતાની આબરૂ અને પોતાના ખ્યાલને મૂર્તિ બનાવે છે, ભગવાનનો મહિમા અને આત્મ વિકાસ શોધતા નથી.

જેઓ ઉત્સાહથી અને લાગણીથી ઉપદેશ આપે છે તેઓ ભગવાનને માટે ઉપદેશ આપે છે. જેઓમાં આવો ઉત્સાહ હોતો નથી તેઓ પોતાના અહંકારના સંતોષ માટે ઉપદેશ આપે છે. જેઓ ભગવાનનો શબ્દ આધ્યાત્મિક રીતે વાપરે છે તે સાંભળનારના હૃદયને અસર કરે છે, પણ જેઓ ભાવ વગર ઉપદેશ આપે છે તેનો શબ્દ માત્ર સાંભળનારના કાન સુધીજ

પહોંચે છે. પૂર્ણતા ઉપદેશમાં નથી, ક્રિયામાં છે. જે માણસ ઝાઝું સત્ય જાણે છે તે ડાહ્યો કે મ્હોટો નથી પણ જે ઝાઝું ક્રિયામાં લાવે છે તે ડાહ્યો છે.

આટલો સિદ્ધાંત સૌ કોઇ જાણે છે કે દિવ્ય જ્ઞાનથી દીનતા આવે છે, વિદ્વતાથી અભિમાન વધે છે.

પવિત્રતા ભગવાનના ગુણ વિષે મ્હોટી મ્હોટી દલીલો કરવામાં સમાએલી નથી પણ ભગવાન ઉપર પ્રેમ રાખવામાં અને પોતાને ભૂલવામાં રહેલી છે. તેથી પવિત્ર જીવન ઘણી વખત વિદ્વાન કરતાં સરળ અને નમ્ર માણસમાં વધારે જોવામાં આવે છે. ગામડામાં કેટલીક ડોશીઓ એવી હોય છે કે જે વિદ્વાનોનું શાસ્ત્ર જાણતી નથી પણ જે ભગવાનના પ્રેમમાં ઉભરાતી હોય છે. તેથી ઉલટું કેટલાક સાધુઓ ખોટા જ્ઞાનમાં ડૂબ્યા હોય છે અને ખરા તેજ તથા ઉદારતાથી રહિત હોય છે.

યાદ રાખ કે હમેશાં શિષ્ય થવું સારૂં છે, ગુરૂ થવું સારૂં નથી; ડાહ્યા અને જ્ઞાની ગણાવા કરતાં મૂર્ખ ગણાવામાં વધારે માન છે.

જે વિદ્વાનો આત્મ વિચાર કરતા હોય, આત્મ ચર્ચા કરતા હોય તેમને કોઇ વખત થોડું આત્મ તેજ મળ્યું હોય છે, છતાં તે તેજ પ્રભુ તરફથી મળેલું હોતું નથી; કારણ કે આત્મભાવને વિચાર અને વાણીમાં આવતા અનિત્ય નામરૂપ ગમતાં નથી. નિત્ય, ગંભીર, શુદ્ધ, સરળ, તથા સત્ય ડહાપણ આગળ થોડી વિદ્વતાનું ડહાપણ હંમેશાં વિઘ્નરૂપ છે.

નિર્ગુણ ભક્તિ નિર્ગુણ ભાવે થઇ શકે છે.



# પ્રકરણ ૪૬ મું

## દિવ્ય જ્ઞાન (ચાલુ).

ભગવાનનું જ્ઞાન બે રસ્તે મળે છે. એક દૂરનો અને બીજો નજીકનો. પહેલો કલ્પનાનો છે. બીજો અંતર્જ્ઞાનનો છે. જે વિદ્વાનો દલીલોથી પોતાની બુદ્ધિનો સંતોષ માગે છે તેઓ પહેલે રસ્તે પોતાની લાયકાત પ્રમાણે ભગવાનને મેળવે છે અને કેવળ બુદ્ધિથી ભગવાનને ચાહે છે. જેઓ માત્ર શાસ્ત્રને રસ્તેજ જાય છે તે અંદરના ચમત્કારિક અને આધ્યાત્મિક માર્ગે આવી શકતા નથી, ભગવાનની સાથે એકતા પામી શકતા નથી, પોતાનો ફેરફાર કરી શકતા નથી; સરળતા, તેજ, શાંતિ, આરામ અને પ્રેમ મેળવતા નથી. જે માણસ ભગવાનના અનુગ્રહથી અંતર્જ્ઞાનને રસ્તે વળેલો હોય છે તેને આ ભાવો મળે છે.

જેઓ વિદ્વાન હોય છે તેઓ આત્માને જાણતા નથી. ભગવાનમાં કેમ ખોવાઇ જવું તેની તેમને ખબર નથી. હૃદયના ઉંડાણમાં જ્યાં ભગવાન પોતાની

જગ્યા રાખે છે અને પોતાના મધુર સંબંધથી આનંદ આપે છે તેનો મધુર સ્વાદ તેઓ જાણતા નથી. ઉલટું, કેટલાક એવા હોય છે કે જે આવા સુંદર ભાવને ધિક્કારે છે, કારણ કે તેઓ તે સમજી શકતા નથી.

જેઓને અંતર્જ્ઞાનની મધુરતાની ખબર નથી તેઓ ખરે દરવાજેથી દાખલ થતા નથી. મહાત્માઓ કહે છે કે જે માણસ જગતમાં ડાહ્યો થઇ ફરે છે તેને મૂર્ખ થવા દો કે જેથી તે ડાહ્યો બને; પોતાને અજ્ઞાન મનાવી દીન થવા દો.

આધ્યાત્મિક યોગનો એક ખાસ સિદ્ધાંત એવો છે કે વિચાર કરતાં આચાર પહેલો જોઇએ. અંતર્જ્ઞાનનો કંઇક અનુભવ જોઇએ; ત્યાર પછીજ જ્ઞાન શોધવું જોઇએ.

આ ચમત્કારી શાસ્ત્ર દીન અને સરળ માણસોનેજ માલમ હોય છે. છતાં વિદ્વાનોને તે ન મળે એવું નથી હોતું. પણ વિદ્વાનોએ પોતાના જ્ઞાનની બહુ કિંમત આંકવી ન જોઇએ. જાણે કે પોતે ભણ્યાજ ન હોય તેમ ભણેલું ભૂલી જવું જોઇએ. કોઇ વખતે માત્ર

વ્યાખ્યાન માટે અને જરૂર પડતી ચર્ચા વખતે તેનો ઉપયોગ કરવો જોઇએ. ત્યાર પછી, નામ અને રૂપ વગરના ભગવાન તરફ સરળ અને શુદ્ધ ધ્યાનમાં મન જોડવું જોઇએ.

ભગવાનના મહિમાના અનુભવ માટે જે અભ્યાસ થતો નથી તે અભ્યાસ ટુંકે રસ્તે નર્કે પહોંચાડે છે. અભ્યાસના કારણથી નહિ પણ અભ્યાસથી જે ખોટું અભિમાન ઉત્પન્ન થાય છે તેનાથી સાધક પડે છે.

આજ કાલના ઘણા સાધક દુઃખી રહે છે, કારણ કે તેઓ પોતાના સ્વભાવની ટેવને સંતોષ આપવા માટેજ અભ્યાસ કરે છે ઘણા માણસ ભગવાનને શોધે છે પણ તેને મેળવી શકતા નથી, કારણ કે સરળ, શુદ્ધ અને સત્ય હેતુને બદલે માત્ર પોતાની જિજ્ઞાસા પૂરી કરવા તે રસ્તે જાય છે. તેઓ આધ્યાત્મિક સુખની ઇચ્છા રાખે છે, ભગવાનની ઇચ્છા રાખતા નથી. તેઓ સત્ય દ્રષ્ટિથી ભગવાનને શોધતા નથી, તેથી તેઓને ભગવાન મળતા નથી અને આધ્યાત્મિક આનંદ પણ મળતો નથી.

જે માણસ પોતાને ખોવાનું શોધતો નથી તે પૂરેપૂરો કોરો બન્યો નથી. તેને સત્ય અને આત્માનું તેજ કદી મળી શકે નહિ. આધ્યાત્મિક રસ્તે જવું હોય તો બહારની વસ્તુઓનો ડહાપણથી ઉપયોગ કરવો જોઇએ. એવા માણસો બહુ થોડા હોય છે કે જે બોલવા કરતાં સાંભળવાની કિંમત વધારે રાખે છે. ડાહ્યા અને ખરા આધ્યાત્મિક માણસો જરૂર વગર બોલતા નથી, જરૂરી કામ વગર કોઇને જવાબ દેતા નથી અને સંતોષ માની રહે છે.

દિવ્ય જ્ઞાન સાધકને મધુરતાથી ભરે છે, દૃઢતાથી વશ કરે છે. જેઓ તે રસ્તો પકડે છે તેને તેજ આપે છે. જ્યાં પ્રભુ રહે છે ત્યાં સરળતા અને પવિત્ર છૂટ રહે છે. લુચ્ચાઇ, દગો, દેખાવ, જગત્‌ની વસ્તુઓને તાબે થવું તે ડાહ્યા અને નિખાલસ માણસોને નર્ક સમાન લાગે છે

જે માણસને આધ્યાત્મિક માર્ગેજ પડવું હોય તેણે પાંચ વસ્તુથી છૂટવું જોઇએ. (૧) વાસના, (૨) અનિત્ય વસ્તુઓનો મોહ, (૩) આત્માની સિદ્ધિઓ, (૪) અહંકાર, (૫) તે પોતે ભગવાનમાં મરવો જોઇએ. છેલ્લી પૂર્ણ

દશા છે, કારણ કે જે પૂરો અનાસક્ત થઇ રહે છે તે ભગવાનમાં ખોવાઇ જાય છે; ત્યાં પોતાને મેળવે છે. ભગવાનને જગતના શાસ્ત્ર કરતાં હૃદયનું શાસ્ત્ર ગમે છે. જે સ્વભાવ હૃદયને અપવિત્ર કરે છે તે શુદ્ધ કરવો તે એક પ્રકારની ક્રિયા છે. સેંકડો અને હજારો સારાં કર્મ કરવાં પણ હૃદયની શુદ્ધિ ન થાય તે જુદા પ્રકારની ક્રિયા છે.શુદ્ધ હૃદયથીજ દિવ્ય જ્ઞાન મળે છે.

જ્યારે ભગવાન તને તેને પોતાને યોગ્ય લાગે તે વખતે શુદ્ધ કરી તારો અનિત્ય વસ્તુનો પ્રેમ છોડાવે, એટલુંજ નહિ પણ સિદ્ધિ માટેની ઇચ્છા, અંદરના ઉભરા, અભિલાષા, આલ્હાદ, અનુગ્રહ કે જેની જીવ ઇચ્છા કરે છે, તે ઇચ્છાઓથી પણ રહિત કરી તને શુદ્ધ કરે ત્યારે જો તું દૃઢ નહિ રહે તો તને દિવ્ય જ્ઞાન કદી મળશે નહિ.

ઘણા જીવ રોજ ઘણા કલાક પ્રાર્થનામાં ગાળે છે અને સ્તુતિ કર્યા કરે છે પણ તેઓને શાંત અંતર્મુખવૃત્તિ અને દિવ્ય જ્ઞાન મળતાં નથી. કારણ કે ઉત્તમ તેજ ભગવાન આપે તેમ છે. તેને તેઓ પૂરા શરણ થતા નથી, પોતાને પૂરા જીતતા નથી,

પોતાને છૂટા કરી ભગવાનને તદ્દન સોંપી દેતા નથી. જ્યાં સુધી જીવ અંદરના વિરહાગ્નિનાં દુઃખથી પવિત્ર નહિ થાય ત્યાંસુધી તે નવો બનશે નહિ, ફરશે નહિ, પૂર્ણ અંતર્મુખ થશે નહિ, તેને દિવ્ય જ્ઞાન અને બ્રહ્મ સંબંધ મળશે નહિ.



## પ્રકરણ ૪૭ મું

### જીવના સ્વભાવનો નાશ.

निर्मानमोहा जितसंगदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामा।
द्वंद्वैर्विमुक्ता सुखदुःखसंगै
र्गच्छंत्यमूढा पदमव्ययं तत् ॥

માણસનો સ્વભાવ નાશ કરવાની બે રીત છે. પહેલી, પોતાને અને જગતની વસ્તુઓને હલકાં માનવાં. તેનાથી પોતાને અને બધાંને છોડવાની ટેવ પડશે. પણ આ વૃતિ પવિત્ર નિશ્ચયથી, પ્રેમથી અને ઉત્સાહથી થવી જોઇએ. બીજી રીત, ભગવાન ઉપર પૂર્ણ શ્રદ્ધા કે જેથી તેના ઉપરજ પ્રેમ રહે, તેનુંજ ભજન થાય. જગતમાં ગમે તેવો સારો લાભ મળે તો પણ તે આડે આવવો જોઇએ નહિ. આ બે રીતથી ભગવાનની ઇચ્છા સમજાશે. ભગવાનની ઇચ્છા પ્રમાણે કામ કરવાની શક્તિથી, જીવની શક્તિ નાશ

પામશે. કોઇ પણ ઊર્મિઓ વગર, દેખાવ વગર, ખોટી લાગણીઓ વગર, ભગવાન સાથે એક થવાશે. આ બન્ને રસ્તે ઘણી માયા નડે છે, બુદ્ધિ ભમાવે છે. તેથી બહુજ થોડા સાધક પૂર્ણતા મેળવે છે. દુઃખનો રસ્તો નિશ્ચય ફળ આપવાવાળો ખરો રસ્તો છે; કારણ કે, તેની અંદર જીવ સ્વભાવનો નાશ અને આત્મભાવની પૂર્ણતા રહેલી છે. તેની અંદર તેજ, ભગવાનનો પ્રેમ, તેનો અનુગ્રહ છૂટથી મળે છે. છતાં આ બધા ભાવ પણ—ભગવાન સાથે વિઘ્ન વગર એક થવું હોય તો—છોડવા જોઇએ. જેમ જેમ જીવ પોતાની હલકાઇ સમજી આગળ વધે છે તેમ તેમ તેણે માન, શ્લાઘા, વગેરે તજી પોતાના સ્વભાવનો નાશ કરવો જોઇએ. તુચ્છ સ્વભાવ માનને યોગ્ય નથી. જે જીવને પોતાની તુચ્છતાની ખાત્રી હોય છે તે પોતાને કોઇ વસ્તુને લાયક માનતો નથી. પોતે કોઇ ગુણ અને માનને લાયક નથી એમ માને છે. ધિક્કાર, તિરસ્કાર, શરમથી નિપજતાં દુઃખોને ભેટે છે. પોતે દુઃખને લાયક છે એમ સમજે છે. તેને માટે ભગવાનનો આભાર માને છે. દુઃખ પોતાની કસોટી માટે આવ્યા છે એમ સમજે છે. ભગવાનની દયાને પોતે લાયક

નથી એમ માને છે. પોતાની હલકાઇમાં આનંદ માને છે કે જેથી ભગવાન મ્હોટા કહેવાય.

આવો જીવ સાદી જગ્યા શોધે છે. સાદાં કપડાં અને સાદી વસ્તુઓ વાપરે છે. તેને તેની અસર થતી નથી. તે એમ સમજે છે કે હલકામાં હલકું પણ પોતે લાયક છે તેના કરતાં વધારે છે અને તેને પણ પોતે લાયક નથી આ રસ્તે જીવનો જીવભાવ જાય છે જે જીવને પૂર્ણ થવું હોય તેણે પોતાની વાસના છોડવી, પછી પોતાને છોડવો, પછી ભગવાનની મદદથી શૂન્ય થઇ જવું. પોતાને ધિક્કારવો. એવું સમજીને કે પોતે કંઇ નથી, પોતે કંઇ કરી શકતો નથી, પોતે કંઇ કામનો નથી. આ દ્રષ્ટિએ પોતે મરે છે, પોતાની ઇન્દ્રિયો બધી જગ્યાએ અને બધે વખતે મરે છે. આવા આધ્યાત્મિક મરણથી જીવ ભાવ તદન નાશ પામે છે. એટલે સુધી કે જ્યારે જીવના બુદ્ધિ વગેરે નાશ પામે છે ત્યારેજ તેનો નાશ થયો કહેવાય છે, ત્યારેજ તે દિવ્ય ફેરફારને લાયક અને ભગવાન સાથે એક થવાને લાયક બને છે. તે દશા જીવ સમજતો નથી સમજે તો એમ માનવું કે તેનો જીવ ભાવ

પામશે. કોઇ પણ ઊર્મિઓ વગર, દેખાવ વગર, ખોટી લાગણીઓ વગર, ભગવાન સાથે એક થવાશે. આ બન્ને રસ્તે ઘણી માયા નડે છે, બુદ્ધિ ભમાવે છે. તેથી બહુજ થોડા સાધક પૂર્ણતા મેળવે છે. દુઃખનો રસ્તો નિશ્ચય ફળ આપવાવાળો ખરો રસ્તો છે; કારણ કે, તેની અંદર જીવ સ્વભાવનો નાશ અને આત્મભાવની પૂર્ણતા રહેલી છે. તેની અંદર તેજ, ભગવાનનો પ્રેમ, તેનો અનુગ્રહ છૂટથી મળે છે. છતાં આ બધા ભાવ પણ–ભગવાન સાથે વિઘ્ન વગર એક થવું હોય તો–છોડવા જોઇએ. જેમ જેમ જીવ પોતાની હલકાઇ સમજી આગળ વધે છે તેમ તેમ તેણે માન, શ્લાઘા, વગેરે તજી પોતાના સ્વભાવનો નાશ કરવો જોઇએ. તુચ્છ સ્વભાવ માનને યોગ્ય નથી. જે જીવને પોતાની તુચ્છતાની ખાત્રી હોય છે તે પોતાને કોઇ વસ્તુને લાયક માનતો નથી. પોતે કોઇ ગુણ અને માનને લાયક નથી એમ માને છે. ધિક્કાર, તિરસ્કાર, શરમથી નિપજતાં દુઃખોને ભેટે છે. પોતે દુઃખને લાયક છે એમ સમજે છે. તેને માટે ભગવાનનો આભાર માને છે. દુઃખ પોતાની કસોટી માટે આવ્યા છે એમ સમજે છે. ભગવાનની દયાને પોતે લાયક

નથી એમ માને છે. પોતાની હલકાઇમાં આનંદ માને છે કે જેથી ભગવાન મ્હોટા કહેવાય.

આવો જીવ સાદી જગ્યા શોધે છે, સાદા કપડાં અને સાદી વસ્તુઓ વાપરે છે. તેને તેની અસર થતી નથી. તે એમ સમજે છે કે હલકામાં હલકું પણ પોતે લાયક છે તેના કરતાં વધારે છે અને તેને પણ પોતે લાયક નથી આ રસ્તે જીવનો સ્વભાવ જાય છે જે જીવને પૂર્ણ થવું હોય તેણે પોતાની વાસના છોડવી, પછી પોતાને છોડવો, પછી ભગવાનની મદદથી શૂન્ય થઇ જવું. પોતાને ધિક્કારવો, એવું સમજીને કે પોતે કંઇ નથી, પોતે કંઇ કરી શકતો નથી, પોતે કંઇ કામનો નથી. આ દ્રષ્ટિએ પોતે મરે છે, પોતાની ઇન્દ્રિયો બધી જગ્યાએ અને બધે વખતે મરે છે. આવા આધ્યાત્મિક મરણથી જીવ ભાવ તદન નાશ પામે છે. એટલે સુધી કે જ્યારે જીવના બુદ્ધિ વગેરે નાશ પામે છે ત્યારેજ તેનો નાશ થયો કહેવાય છે, ત્યારેજ તે દિવ્ય ફેરફારને લાયક અને ભગવાન સાથે એક થવાને લાયક બને છે. તે દશા જીવ સમજતો નથી. સમજે તો એમ માનવું કે તેનો જીવ ભાવ

ગયો નથી. આટલી દશાએ પહોંચે તોપણ વધારે પ્રગતિ કરવી જોઇએ. વધારે શુદ્ધ થઇ જીવભાવ વધારે નાશ કરવો જોઇએ.

આ ભાવનો પૂર્ણ નાશ કરવો હોય તો તેનો અનુભવ ઇચ્છામાં, ક્રિયામાં, મનોરથમાં, વિચારમાં, જીવનમાં આવવો જોઇએ. તેથી જીવ અહંકારથી, ઇચ્છાથી, પ્રયત્નથી, બુદ્ધિથી અને વિચારથી મરવો જોઇએ. તેનામાં ઇચ્છા વગરની ઇચ્છા થવી જોઇએ. સમજ વગરની સમજ, વિચાર વગરનો વિચાર થવો જોઇએ. કોઇ ચીજમાં આસક્તિ ન જોઇએ. માન, અપમાન, લાભ, ગેરલાભ, સમાન ગણાવાં જોઇએ. આવો જીવ કેટલો સુખી! તે પોતામાં રહેતો નથી પણ ભગવાનમાં રહે છે. તે પરિવર્તન પામેલો આત્મા એટલે દેવ કહી શકાય.



# પ્રકરણ ૪૮ મું

## શૂન્યભાવ.

અગ્નિના ભડકામાં ભકતોનું આંગણું,
હૈયું પતંગીયું બનાવજો.

મનની ઉંચી દશાએ પહોંચવાનો રસ્તો અને પૂર્ણ શાંતિ ભોગવવાનો રસ્તો શૂન્યતાનો છે હે જીવ, તું તને તુચ્છ માની દટાઇ મર. આવા શૂન્ય અને તુચ્છ ભાવથી ભગવાન જીવની અંદર આશ્ચર્યકારક કામ કરે છે. તુચ્છ ભાવથી તને શણગાર. આજ તારો ખોરાક અને નિવાસસ્થાન છે એમ સમજ. તેમાં ખોવાઇ જા. હું તને ખાતરી આપું છું કે તે દશામાં ભગવાન તારૂં સર્વસ્વ થશે.

ઘણા જીવને ભગવાનની કૃપા કેમ મળી શક્તી નથી? કારણ કે તેઓને કંઇક કરવાની ઇચ્છા રહે છે, મ્હોટા થવાની ઇચ્છા રહે છે. તેથી અંદરની દીનતા નાશ પામે છે, પોતાનું તુચ્છપણું જતું રહે છે. તેથી ભગવાનના અનુગ્રહથી જે સ્વભાવ ઉત્પન્ન

થવો જોઇએ તે થતો નથી. ભગવાનના અનુગ્રહના ફળમાં પણ એટલી આસક્તિ રહે છે કે પોતાની તુચ્છતા છોડી દે છે. તેથી બધું કામ બગડી જાય છે. તે ખરા હૃદયથી ભગવાનને શોધતા નથી તેથી ભગવાન મળતા નથી પોતાનો જીવભાવ મૂકવામાં અને પોતાને શૂન્ય માનવામાં ભગવાન પ્રગટ થાય છે. જેટલી વખત આપણે આપણો શૂન્યભાવ ન રાખીએ તેટલી વખત આપણે આપણને શોધીએ છીએ તેથી શાંતિ અને પૂર્ણ અંતર્જ્ઞાન કદી મળતું નથી.

તારા શૂન્યભાવનું પૂર્ણ ફળ એ છે કે કોઇ વસ્તુ તારી શાંતિ બગાડે નહિ એ ધ્યાનમાં રાખ. તારૂં માન અને તારી આબરૂ મૂક, નમ્ર થા, તારા સ્વભાવ તરફ તિરસ્કાર રાખ એ શૂન્યભાવમાં તને કેટલો મજબૂત ટેકો મળશે. તે કિલ્લામાં તું જા તો કોણ તને દુઃખ આપી શકે જે જીવ પોતાનેજ તુચ્છ માને છે તેને કોણ દુઃખ આપી શકે? તે જીવ હંમેશાં શાંત રહે છે, દરેક દુઃખ શાંતિથી ભોગવે છે, પોતે જેટલા દુઃખને લાયક હોય તેનાથી ઓછું દુઃખ મળે છે એમ સમજે છે. બીજાની પ્રશંસાથી દૂર રહે છે,

બીજાના દોષ જોતો નથી, પોતાનાજ જુએ છે. પોતાની અપૂર્ણતામાંથી પોતાને છૂટો કરે છે. તે ઘણા સદ્ગુણનો માલેક બને છે.

જ્યાં સુધી શૂન્યતામાં શાંતિ રહે છે ત્યાં સુધી ભગવાન તેને પૂર્ણ કરે છે, કિંમતી બનાવે છે, તેનાં વિઘ્ન હરે છે, તેનામાં પોતાનું રૂપ પ્રગટ કરે છે.

શૂન્યને રસ્તે ભગવાનમાં તને ખો તને ખોઇ શકે તો સુખી થઇશ. તેમાં પાછો જીવતો થઇશ. શૂન્યના કારખાનામાં સાદાઇ ઉત્પન્ન થશે, અંતર્ભાવ જાગ્રત થશે, શાંતિ મળશે, હૃદય પવિત્ર થશે, અપૂર્ણતા જતી રહેશે. એક વખત શૂન્યના પ્રદેશમાં નિવાસ કર તો તને કેટલો કિંમતી ખજાનો હાથ મળશે. એક વખત શૂન્યના કેન્દ્રમાં દાખલ થા તો બધી ઉપાધિ રહિત, બહારના જીવનથી રહિત થઇશ, અને અંદરની ફરજ અદા કરવા તત્પર રહીશ. જ્યાં દુઃખ આવતું નથી તે શૂન્ય દશામાં જો તને મૂકી શક તો તને કોઇ વિઘ્ન કરી શકે નહિ, તારી શાંતિ કોઇ ભાંગી શકે નહિ

આવી રીતે તને તારા સ્વરૂપનો સ્વભાવ મળશે કારણ કે, શૂન્યતામાંજ પૂર્ણ સામ્રાજ્ય રહેલું છે, તેનાથીજ મોહ જીતાય છે, અદેખો દુશ્મન નાશ પામે છે.

તું કંઇ નથી, તું કાંઇ કરી શકે તેવો નથી, કાંઇ મેળવવાને લાયક નથી; માટે સૂકો થઇ જા, ભયંકર એકાંતનાં દુઃખ સહન કર. તેનાથી તારા સ્વભાવનું મરણ થશે, અંદરનાં દુઃખ ખમ, શૂન્યભાવમાં બધે વખતે બધે ઠેકાણે મર.

જો જીવ શૂન્યતામાં સૂએ તો તેની મધુર ઉંઘમાંથી તેને કોઇ જગાડતું નથી. શૂન્યતામાં સ્થિતિ કરવાથી ભગવાન સિવાય તારી અંદર કોઇ દાખલ થઇ શકશે નહિ. તારી પોતાની અંદર નિવૃત્ત થવાથી અંદર વિકાસ થશે, અંદરનું એકાંત મળશે, કે જ્યાં ભગવાન પ્રાણનાથરૂપે પોતાના ભક્તને પોતાની પ્રિયા માની તેના હૃદયમાં બોલે છે, તેને પોતાનું ઉંચું દિવ્ય જ્ઞાન આપે છે; આવી શુન્યતામાં ડૂબીશ ત્યારેજ મોહ જશે.

આવી રીતે નિર્દોષ થા, સુખી પ્રદેશમાં જા; ત્યાં તને ઉત્તમ સુખ, પ્રેમ, ન્યાય, સરળતા, દરેક રીતે પૂર્ણતા મળશે. કોઇ વસ્તુનો વિચાર કર નહિ, કોઇ વસ્તુની ઇચ્છા કર નહિ, કોઇ વસ્તુને માટે પ્રયત્ન કર નહિ. ત્યારેજ તારો આત્મા આરામમાં, શાંતિમાં અને આનંદમાં રહી શકશે.

આત્માને પવિત્ર થવા માટે, અંતર્જ્ઞાન માટે, અંદરની શાંતિ માટે આજ રસ્તો છે. આ નિર્ભય રસ્તે ચાલ, દીન થા, તને ખો, ભગવાનમાં ડૂબી મર; તેથીજ તારો સ્વભાવ નાશ પામશે.* ત્યારેજ તું ભગવાન સાથે એક થઇશ, તારૂં રૂપાન્તર થશે, તારો નવો જન્મ થશે.



* મીણબત્તી બળે છે ત્યારેજ તેજ આપે છે. તેવીજ રીતે પ્રેમનો અગ્નિ જીવભાવ બાળે છે અને તે ભાવ બળવાથીજ જ્ઞાનરૂપી તેજ ઉત્પન્ન થાય છે.

# પ્રકરણ ૪૯ મું

## મધુર સુખ.

જે જીવનો પોતાનો જીવભાવ નાશ પામે છે અને જે પોતે નવો બન્યો છે તેના નવા સ્વભાવમાં તેને અચળ શાંતિ રહે છે, મધુર આરામ રહે છે, પ્રેમ એટલો પૂર્ણ રહે છે કે તે પૂર્ણપણે આનંદી રહે છે. આવો જીવ એટલું સુખ ભોગવે છે કે પોતાના પ્રિયતમ ભગવાનની ઇચ્છા સિવાય પોતે કંઇ ઇચ્છા કરતો નથી તેને કોઇ ચીજ જોઇતી નથી. બધા પ્રસંગોમાં, સુખમાં અને દુઃખમાં ભગવાનની ઇચ્છાને અનુસરે છે. ભગવાનની ઇચ્છા પ્રમાણે કામ કરવામાં આનંદ માને છે. એવી કોઇ વસ્તુ નથી કે જે તેને આરામ આપી શકતી નથી, કોઇ વસ્તુની ખોટ તેને લાગતી નથી, મરવામાં આનંદ લાગે છે, જીવવામાં સુખ લાગે છે. જેમ સ્વર્ગમાં સુખી રહે છે તેમ જગત ઉપર સંતોષી થઇ ફરે છે. જેમ વૈભવથી સુખી તેમ એકાંતથી પણ સુખી. જેમ આરોગ્યથી સુખી તેમ માંદગીથી પણ સુખી; કારણકે તે જાણે છે કે તે વખતે તેવીજ

ભગવાનની ઇચ્છા છે. આ તેનું જીવન છે, તેનો મહિમા છે, તેનું સ્વર્ગ છે, તેની શાંતિ છે, તેનો આરામ છે, તેનો સંતોષ છે અને તેનું મ્હોટામાં મ્હોટું સુખ છે

પોતાના સ્વભાવનો નાશ કરી શાંતિ પામેલ આવા જીવને કોઇ વખત કોઇ સ્થિતિ પસંદ કરવાનો વખત આવે તો તે સુખને બદલે દુ:ખ પસંદ કરે છે, માનને બદલે તિરસ્કાર પસંદ કરે છે, કારણકે મહાત્માઓ અપમાન અને દુઃખ ભોગવવામાં મ્હોટું માન માને છે શરૂઆતમાં મહાત્માઓ સ્વર્ગના સુખ માટે માગણી કરે છે, તેઓને ભગવાનની તરશ લાગે છે, ભગવાનને ખોવાની બીક લાગે છે, તેના હૃદયમાં દિલગીરી અને અસુરની સાથે યુદ્ધ થાય છે પાછળથી તેઓને ભૂખ સંતોષ આપે છે, દિલગીરીમાં આનંદ મળે છે, રોવા વખતે હસવું આવે છે, યુદ્ધમા આરામ દેખાય છે.

આવું સરળ સુખ ભોગવી શકે તે કેટલો સુખી જીવ છે ? આવા થોડા જીવ છે; તે મંદિરના થાંભલા છે, તે પ્રભુનો ક્રોધ શમાવે છે. આવા જીવ કે જેણે સ્વર્ગની શાંતિમાં પ્રવેશ કર્યો હોય તે પોતાને ભગવાનથી અને

તેની આપેલી બક્ષીશોથી ભરાએલો જુએ છે, કારણકે તે પ્રેમમાં મસ્ત રહે છે. સુખમાં અને દુઃખમાં, રાત અને દિવસ, દિલગીરીમાં અને શાંતિમાં તે સુખ માને છે. આવી પવિત્ર અને સ્વર્ગીય અનાસક્તિથી તે દુઃખમાં પોતાની શાંતિ ગુમાવતો નથી, દિલગીરીમાં પોતાનો આનંદ ખોતો નથી પણ કહી ન શકાય એવા આનંદથી ભરપૂર રહે છે, મધુરા ભક્તિનુ મધુર સુખ ભોગવે છે

જો કે અંધકારનો રાજા તેના સામે નર્કનાં બધાં દુઃખ ઉભાં કરી તેને ભયંકર મોહમાં નાખે છે તો પણ તે આ યુદ્ધ સ્વીકારે છે અને મજબૂત થાંભલા જેવો ઉભો રહે છે. પર્વતની નજીકમા આવેલી ઉંડી ખીણમાં થતા મ્હોટા તોફાન વખતે પર્વત જેવો નિશ્ચળ રહે છે. તે ખીણ વાદળાથી ઢંકાઇ જાય છે; કરા, વીજળી, ગડગડાટ વગેરેના તોફાન કે જે અસહ્ય દુ.ખ આપે છે તેનાથી ઢ કાઇ જાય છે છતાં ઉંચા પર્વતની જેમ, તેજ વખતે પોતે પ્રકાશમાન રહે છે, સૂર્યનાં કિરણોનો આનંદ લે છે. શાંતિમાં, સુખમાં, શુદ્ધભાવે સ્વર્ગનું સુખ, અચળ રહી, તેજથી પૂર્ણ બની ભોગવે છે.

પર્વત જેવો આવો દઢ સાધક સુખી રહે છે. ખીણનું તોફાન એટલે તેનું અંદરનું દુઃખ, અસુરભાવ સાથે લડાઇ, અંધારૂં, દિલગીરી, મરણ અને મોહ સમજવાં. ભગવાનરૂપી ખરો સૂર્ય પોતાનાં કિરણ જીવમાં મોકલે છે કે જેનાથી તે જીવ શુદ્ધ, શાંત, નિર્મળ, ગંભીર રહે છે અને આનંદનો સમુદ્ર બને છે.

આવા પવિત્ર જીવની શાંતિ, પર્વતની પેઠે એટલી મ્હોટી રહે છે, તેનો આત્મા એવો આરામ ભોગવે છે, તેની અંદર એટલી ખુશી ઉપજે છે કે બહાર પણ તેને ભગવાનની વાસ દેખાય છે; કારણકે શાતિની ગાદી ઉપર આધ્યાત્મિક સૌન્દર્યની પૂર્ણતા પ્રગટ થાય છે પવિત્ર શ્રદ્ધાથી ઉત્પન્ન થએલ દૈવી ચમત્કારનુ સત્ય તેજ, પોતાનો નાશ કરવા જેટલી પૂર્ણ દીનતા, પૂર્ણ શરણભાવ, પૂર્ણ પવિત્રતા, આત્માની ગરીબાઇ, કબુતરના જેવી નિર્દોષતા, બહારની નમ્રતા, મૌન, અંદરની એકાંત, મોક્ષ અને હૃદયની શુદ્ધતા તેનામાં પ્રગટ થાય છે. અહીં બધી ઉત્પન્ન થએલ વસ્તુઓ પોતા સહિત વીસરી જવાય છે. આનંદજનક સાદાઇ, સ્વર્ગીય અનાસક્તિ, નિત્ય

પ્રાર્થના, તદ્દન નમ્રપણું, પૂર્ણ અસંગતા, જ્ઞાનમય ભક્તિ, અંતરાત્માની પ્રેરણા અને અંતે પૂર્ણ અને ગંભીર આંતરિક શાંતિ, કે જેની સાથે ભગવાનના અલૌકિક ગુણ ઉત્પન્ન થાય છે તે આવા જીવમાં પ્રગટ થાય છે.

આ કિંમતી અને ગુપ્ત ખજાનો છે, સુખી જીવન છે, સત્ય જીવન છે, પૃથ્વી ઉપરનો આનંદ છે. અરે આનંદ! તારો પવિત્ર મહિમા! કે જે માણસના જ્ઞાનની બહાર છે! અરે ઉત્તમ દિવ્ય જીવન! કેવું આશ્ચર્યકારક! અવર્ણનીય! તું સુખની કેવળ મૂર્તિ છો જે જીવ જગતમાં દોષ જોઇ શકતો નથી તે જીવની કેટલી ઉંચી ગતિ થાય છે! અરે દિવ્ય જીવન! તું ગરીબ દેખાય છે પણ અંદરથી સમૃદ્ધ છે. તું હલકું દેખાય છે પણ ઉત્તમ છો. તારી મદદથી મનુષ્ય આ જગતમાં દિવ્ય જીવન ગાળી શકે છે. હે ભગવાન! બધું કલ્યાણ આપવાવાળા! મને આ સ્વર્ગીય સુખનો અને ખરી શાંતિનો થોડો ભાગ આપો, કે જે મન અને ઇંદ્રિયો સમજી શકે તેમ નથી અને લઇ શકે તેમ નથી.



# પ્રકરણ ૫૦ મું

## ઉદ્‌ગાર અને પ્રાર્થના.

હે પ્રભુ! તું કે જેની અંદર સ્વર્ગના થાંભલા ધ્રુજે છે, અરે પ્રભુની કૃપા! તું અનંત દિશામાં વ્યાપી છો, તારા પ્રેમમાં પતંગીઆની માફક ખરા ભક્ત બળે છે.

અરે પ્રભુ! મારી બેદરકારી અને અજ્ઞાન માટે દિલગીર થવાની મને રજા આપો. અમે છેતરાએલા જીવીએ છીએ, મૂર્ખ જગત શોધીએ છીએ. તું કે જે અમારો ઇશ્વર છો તેને છોડીએ છીએ, જગતના કાદવ માટે જીવતા જળના ઝરારૂપ તને છોડીએ છીએ.

અરે માણસના દીકરાઓ! કેટલો વખત ખોટું બોલશું? ખોટો દંભ રાખીશું? કોણે આપણને છેતર્યા છે કે આપણું કલ્યાણ કરનાર ભગવાનને આપણે છોડીએ છીએ? આપણને પરમ સત્ય કોણ સમજાવે છે? આપણા ઉપર કોણ પ્રેમ કરે છે? કોણ આપણું રક્ષણ કરે છે? વધારે સારો મિત્ર ક્યાં છે? વધારે પ્રેમી પ્રિયતમ ક્યાં છે? વધારે પ્રેમી પિતા ક્યાં છે? આપણો અંધકાર તો જુઓ કે આપણે આ મોટું અને અનંત સુખ છોડીએ છીએ.

અરે પ્રભુ! આ જગતમાં કેટલા થોડા જીવ છે કે જે તારી પૂર્ણપણે સેવા કરે છે? કેટલા થોડા છે કે જે ખુશીથી દુઃખ ભોગવે છે, મહાત્માઓની માફક મરણને ભેટે છે અને પોતાને ધિક્કારે છે? એવા કેટલા થોડા છે કે જે પોતાથી મરી ગયા છે? એવા કેટલા થોડા છે કે જે અસંગપણાથી પોતાપણું નાશ કરે છે, અને ભગવાનથી જીવે છે, તેની ઇચ્છા પ્રમાણે જીવે છે? એવા કેટલા થોડા છે કે જેનામાં સરળતા, શરણભાવ, ગંભીર આત્મજ્ઞાન, અને ખરી દીનતા હોય છે? એવા કેટલા થોડા હોય છે કે જે ભગવાનના હાથમાં પોતાને સોંપી દે છે, કે જેથી ભગવાન તેનામાં પોતાની દિવ્ય શક્તિ મુકે? એવા પવિત્ર જીવ કેટલા થોડા છે કે જે સરળ હૃદયના અને અસંગ છે; જે પોતાની બુદ્ધિ, જ્ઞાન, ઇચ્છા, અને નિશ્ચય શક્તિ એક બાજુ મૂકે છે અને પોતાનો નાશ તથા આધ્યાત્મિક મરણ ઇચ્છે છે? કેટલા થોડા છે કે જે પોતામાં ભગવાનને કામ કરવા દે છે? ભગવાન પોતે દુઃખી થાય છે પણ ભક્તને દુઃખી કરતા નથી, પોતાને મરવું પડે તો પણ ભક્તને મારતા નથી. કેટલા થોડા જીવ પોતાને ભૂલે છે, પોતાની લાગણીઓ પોતાના

હૃદયમાંથી છોડે છે, પોતાની ઇચ્છા, પોતાનો સંતોષ, પોતાનો પ્રેમ, પોતાનો મત છોડે છે અને અંદરને રસ્તે એટલે નિવૃત્તિને રાજ માર્ગે જવાને ખુશી હોય છે? પોતાનો નાશ થાય અને પોતાની ઇન્દ્રિયોનુ મરણ થાય તેમ ઇચ્છે છે? તેઓ પોતાને ખાલી થવા દે છે અને પોતાનો ભાવ છૂટવા દે છે કે જેથી ભગવાન તેઓને ભરી, ઢાંકી, પૂર્ણ કરે. ટુંકામાં, હે, ભગવાન! એવા કેટલા થોડા જીવ છે કે જે બહારની વસ્તુ તરફ આંધળા, બહેરા અને મુંગા છે અને પૂર્ણ અંતર્મુખ થઇ રહે છે?

આદમના બાળક! આદમી! તુચ્છ સુખ માટે સત્ય સુખ ખોતાં શરમ નથી લાગતી? જે તુચ્છ વસ્તુઓ, પરમ સુખ કિંમતી ખજાનો અને અનંત આનંદમાં આડી આવે છે તેને છોડો. આવા કિંમતી રસ્તે થોડા જાય છે તેથી સ્વર્ગ વ્યાજબી રીતે દિલગીર થાય છે. બ્રહ્મનો માર્ગ શોક કરે છે કારણકે કોઇ તેની કિંમત આપી રસ્તે પડતા નથી.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

